श्री

# आर्योत्कर्षक (व्यायोग)

तथा

# विक्रमोदय अथवा उत्तरभर्त्तृहरि (अंक),

संस्कृत साहित्य शास्त्रानुसार.-

रचनार


**हरिलाल हर्षदराय ध्रुव, बी.ए.एलएल.बी.**


"હશે, હશે પ્રિય! વિસારે ક્ષણભર ઉદય ઉદય થાશે!"
"પ્રકાશ અરૂણો ઝગહળતો કંઈ દીપે સ-વિલાસે!"
"ઊઠ ઊઠ ઉત્સાહે!"
(કૌમુદી માધવ.)


અમદાવાદમાં

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રીંટીંગ અને જનરલ
એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં

છાપી પ્રસિદ્ધ કરનાર

રણછોડલાલ ગંગારામ.





સંવત્ ૧૯૩૯.    સને ૧૮૮૩.

કિંમત ૯ આના.

# ARYOTKARSHAKA.

OR

# "THE REGENERATOR OF THE ARYAS."

AND

# VIKRAMODAYA.

9C48

OR

## "THE RISE OF VIKRAMADITYA"

(Dramatic pieces, in one act each, as based on the rules of Sanskrit Dramatic Science,)

BY

HARILAL HARSHAD RAI Dhruva B.A. LL., B.
(Sometimes Dakshina Fellow Gujerat College, Ahmedabad,)

"Arise! Arise my loving ones with zeal!
"And do not for a moment sorrow feel
"For the Departed Past! The dawning Light
"Shines splendid there, in all its glory bright!!!

PRINTED AND PUBLISHED

At the Ahmedabad United Printing and General Agency Company's (Limited) Press by Ranchorlal Gangaram.



V. S. 1939. A. D. 1883.

*Price 9 Annas.*

# પ્રસ્તાવના.

પ્રિય વાંચનાર ! હું આપની આગળ તથા ગૂજરાતી દેવીના ચરણ કમળ સમક્ષ એક નાટકમાળાનાં, સમયે સમયે, છૂટાં છવાયાં, સાદાં અને પ્રાકૃત ગુણનાં પુષ્પ નિવેદન કરવા આશા રાખું છઉં-તેમાંનાં હાલતો આ જુગલ જોડ છે. સંસ્કૃત સાહિત્યની યોજના અને તેની સુગંધ—તેની મધુરતા તો તેમાં ક્યાંથી હોય ? પણ નિયમ અને સાધારણ ધોરણ તો તેનુંજ લક્ષમાં રાખ્યુ છે. તેમજ છેક દાસપરવશતાથીજ તે નિયમને હું બંધાઈ રહ્યો નથી. એમાં પણ કંઈ કંઈ છૂટ લેવાની મેં હિંમત ધરી છે.

સંસ્કૃત વિદ્યામાં બીજાં શાસ્ત્રોની સાથે નાટ્યશાસ્ત્ર—અહા! તે અલૌકિક ભરતશાસ્ત્ર અથવા સાહિત્યશાસ્ત્ર પણ સારી સંપૂર્ણતાને પ્હોંચ્યું છે. તેમાં દૃશ્ય શ્રાવ્ય કાવ્યના, તથા રૂપક ઉપરૂપક નાટ્યના પ્રયોગનો વિસ્તાર ન્હાના મ્હોટા કવિયોની કરકલમથી ઠીક અને વખાણવા લાયક થયોછે. તો તેવા પ્રયોગ આપણી ભાષામાં, અને આપણા સમયમાં, અને તે એ મારા જેવાથી, ઉતરે કે નહિ તે જીજ્ઞાસા,-અને તે મારી કેટલાક જુવાન ગ્રંથકારોમાં સાધારણ રીતે જણાતી ઉત્કંઠા તૃપ્ત કરવાના હેતુથી મેં આ પ્રયત્ન માંડ્યો છે. તેમાં આધારજ માત્ર સાહિત્ય શાસ્ત્રનો રાખ્યો છે. તથાપિ એમાં અંકના પ્રવેશમાં વિભાગ પાડવા ઉપરાંત હાલતો મેં વિશેષ છૂટ લીધી નથી. આ પ્રયત્ન કેટલે દરજ્જે સફળ થશે તે સમયથી અને આપ સુજ્ઞના અનુમોદનથી જણાશે.

હાલનાં આ બે રૂપકમાંનો એક અંક છે અને બીજો વ્યાયોગછે-જેનાં લક્ષણ આ સાથેજ આપ્યાં છે. આમાંનું આર્યોત્કર્ષક બહુજ આગળ ઉપર લખાયલું છે, કે જે વેળા હું એક વિદ્યાભ્યાસકની સ્થિતિમાં હતો, અને મારી બુદ્ધિ પૂરી પરિપક્વતાને પણ પામી નહતી. તેમાં દોષો પાર વિનાના હશે. બીજું વિક્રમોદય છે. તે આર્ય સુબોધક નાટક મંડળીના ભર્તૃહરિના ખેલના વધારા તરીકે, થોડાજ વખતમાં,-તાકીદથી લખાયું છે તે તેના ઉપર પણ જોઈયે તેવું ધ્યાન અપાયું નથી. તેને માટે પણ સુજ્ઞ વાંચનારની અમૃતદૃષ્ટિ રહેશે એવી આશા

છે. આ બંને રૂપકમાં જે કંઈ નવીન ફેરફાર થયા હશે તે મારા મિત્ર રા૦ રા૦ ડાહ્યાભાઈ પીતાંબરરાય દેરાસરી તથા રા૦ રા૦ માણેકલાલ સાકરલાલ દેસાઈ એમ૦એ૦ અને રા૦ રા૦ નરભેરામ મનસુખરામ. અને મારા ભાઈ કેશવલાલ હર્ષદરાય ધ્રુવ બી૦ એ૦ની સૂચના અથવા પ્રેરણાથી: તેથી તે સંબંધી માન તેમને ઘટે છે. મારા દૂર રહેવાના હેતુથી મુદ્રાંકિત કરાવવા આદિનો બધો પ્રયાસ મારા ભાઇયે અને તેના મિત્રોએ લીધો છે તે સારૂ તેમનો હું ઉપકૃત થયો છઉં.

પ્રસ્તાવના બંધ કરતાં પહેલાં આ બંને રૂપકના વસ્તુ વિષે કાંઈ કહેવું અવશ્યનું છે. સંસ્કૃત રીતિને અનુસારે તે તે રૂપકની પ્રસ્તાવનામાં કંઇક કંઇક સૂચન થયું છે, અને આર્યોત્કર્ષક વિષે તો તેના અર્પણ પત્રમાં એ દિક્દર્શન કર્યું છે–તથાપિ તે વિશે બે બોલ બોલવા છેક અનુપયોગી નહિ લાગે. વિક્રમોદયમાં–પિંગળાએ તેના ઉપર મુકેલા આરોપને લીધે પોતાના બાંધવથી દેશ નિકાલની અન્યાયઘટિત શિક્ષા પામી વિક્રમાદિત્ય દેશાંતરમાં ભટકે છે. તોપણ બંધુ પ્રેમ અને જન્મભૂમિને માટેનું તેનું વ્હાલ ઊભરાઈ આવે છે. અને તે હૃદય શલ્ય તેને બહુજ સાલે છે. તેનાથી પોતાના સ્વદેશ અને બાંધવ તરફ વળ્યા વિના રહેવાતુંજ નથી. તે વખત તેની ચિત્તવૃત્તિ કેવી છે તેની કંઈક છાયા પ્રથમ પ્રવેશમાં આવે છે. વિક્રમાદિત્ય દેશે દેશ બંધુ પ્રેમાદિનાં શોક ગીત ગજવી રહ્યો હોય છે ત્યારે ભર્તૃહરિયે સંસારથી વૈરાગ્ય પામી અલખનિરંજનની ધ્વનિ એકતાનથી વિસ્તારી છે. એક તરફ કરૂણા શૃંગાર પ્રકાશે છે તો બીજી તરફ શાંતરસ: તો ત્રીજી તરફ સ્વામિ વિનાના રાજ્યમાંના ઉપદ્રવ અને પ્રજાજનના ત્રાસ, રૌદ્ર ભયાનક અને પ્રાધાન્યે કરૂણાદિક રસને જન્મ આપે છે. પ્રધાન દીર્ઘદર્શીથી પણ આ રાજ્યસૂત્ર ઘુંચાયેલું ઉકેલાતું નથી. પ્રકૃતિ મંડળ સહ વર્ત્તમાન તે ભર્તૃહરિની ગુફાએ જાય છે અને મહા મેહેનતે તે રાજયોગીંદ્રને મત્સ્યેંદ્રનાથનું ધ્યાન કરી તેમના ઉદ્ધાર માટે પ્રકટ કરાવે છે. વિક્રમાદિત્ય પણ તે પ્રસંગે ત્યાંજ આવી પ્હોચ્યો છે અને તેણે વૈતાળનો પરાજય કર્યો છે. બધાં અંતે મળે છે–અને મત્સ્યેંદ્રનાથની આજ્ઞાથી વિક્રમાદિત્ય રાજ્ય ધારણ કરે છે–અને તેનો ઉદય થાય છે–ભર્તૃહરિ પણ મનોરથ સિદ્ધિથી શાંત રસમાં લીન થાય છે અને પ્ર-

કૃતિ વર્ગાદિક પણ આનંદ પામે છે. આ બધાનો મુખ્ય આધાર લૌકિક આખ્યાયિકા છે તેમાં સહજ ફેરફાર કરવામાં આવ્યો હશે.

**આર્યોત્કર્ષક**નું વસ્તુ તદ્દન કલ્પિતજ છે. તથાપિ આપણા સમર્થ કવિ **નર્મદાશંકરે** તેમના **નર્મકાવ્ય**માં એક બે ઠેકાણે જે દિગ્દર્શન કર્યું છે તેનો આધાર લઈ બધું મંડાણ રચાયું છે. તે માટે મારે તે કવિરાજનો ઉપકાર માનવો ઘટે છે. નાટકનું સ્થળ જોવા જઈએ તો **વિદ્યારણ્ય** અથવા વિદ્યાનો વિશાળ પ્રદેશ છે. આ **રૂપક** તે રૂપકજ છે: તેનાં પાત્ર મનુષ્ય નથી પણ મનુષ્ય સ્વભાવ અથવા જન-મંડળ અથવા આપણો દેશ અને તેના વિભાગ તથા મનુષ્ય સ્વભાવ અને મંડળમાં વર્તતા સમર્થ **ભાવ** અને **ગુણ** છે. **આર્યસન** તે આપણો વૃદ્ધ જર્જરિત **ભરતખંડ** એક સભા ભરે છે:-કે જેમાં તેનાં બાળક અને અધિકારિ તથા આશ્રિતની દશા તથા કૃતિનાં ચિહ્નનું નિવેદન થાય કે તેથી પછી તેમાં ઘટિત ફેરફાર સૂચવાય આ બધું સાંભળી અને ઘટિત શિખામણ આપી વૃદ્ધ મહારાજ પ્રવૃત્તિના-અને ઉત્કર્ષના આ ભગીરથ પ્રયત્નમાંથી તટસ્થ થાય છે અને પોતાના પ્રધાનાદિ વર્ગને બધી કાર્યવ્યવસ્થાના અધિકારી ઠરવે છે. તે પછીની બધી યોજના સરળ અને સમજાય એવીજ છે તેથી તે ઉપર કંઈ વિસ્તારની જરૂર નથી. પ્રારંભમાં **ઉત્સાહ** અને અંતે **યુદ્ધ વીર રસ** આમાં પ્રાધાન્યે વર્તે છે: અને **સ્વદેશપ્રેમ** અને તેનું કલ્યાણ કરવાની ઉત્કંઠા તે તેના મુખ્ય **ભાવ** છે. ઈશ્વર આપણું આ **આર્યોત્કર્ષક** નાટક શુભ પરિણામે ફેળાવો. બંધુ જનો-તે સર્વ આપનેજ હાથ છે. જુઓને **સ્થાનિક સ્વરાજ્ય**નો રંગ આપની દૃષ્ટિ આગળ ઝળકી રહ્યો છે!

હવે વિશેષ લંબાણ ન કરતાં વળી કોઈ બીજે પ્રસંગે મળવાના હેતુથી કલમ કોરે મુકું છઉં: માટે હાલ તો **જય જય**!!!

## मुख-मुद्रा.

**સાહિત્ય દર્પણ**ના છઠ્ઠા પરિચ્છેદની કારિકાઓમાં આ બે રૂપકનાં લક્ષણ આ પ્રમાણે આપ્યાં છે.

## अंक लक्षण.

२१९ उत्सृष्टिकांक एकांकोनेतारः प्राकृता नराः

रसोत्र करुण: स्थायी बहुस्त्रीपरिदेवितम् ॥

प्रख्यातमितिवृत्तं च कविर्बुद्ध्या प्रपंचयेत् ।

भाणवत्सन्धिवृत्तांगान्यस्मिन् जयपराजयौ ॥

युद्धं च वाचाकर्त्तव्यं निर्वेदवचनं बहु ।

અંક (અથવા જેને કેટલાક ઉત્સૃષ્ટિકાંક પણ કહે છે) તે એક અંકનો હોય. તેના નાયક સાધારણ માણસો હોય. સ્થાયી રસ આમાં કરૂણા: બહુ સ્ત્રીઓનો તેમાં વિલાપ (પ્રવેશ ૩ જો): એનો વસ્તુ-વિષય પ્રખ્યાત હોવો જોઇયે અને તે કવિયે પોતાની બુદ્ધિથી ગોઠવવો. સંધિ અને વૃત્તનાં અંગ ભાણ નામના રૂપક પ્રમાણે અને જય અને પરાજય અને યુદ્ધ કરવું તે વાણીથીજ (પ્રવેશ ૩ જો): અને વૈરાગ્યનાં વચન બહુ જોઇયે. (પ્રવેશ. ૨ જો તથા ૫ મો.)

આ જાતનો પ્રકાર સંસ્કૃતમાં "શર્મિષ્ઠાયયાતિ" નો છે.

## व्यायोग लक्षण.

૬૧૪ ख्यातेतिवृत्तो व्यायोगः स्वल्पस्त्रीजनसंयुतः ।

हीनो गर्भविमर्षाभ्यां नरैर्बहुभिराश्रितः ॥

एकांकश्च भवेदस्त्रीनिमित्तसमरोदयः ।

कैशिकीवृत्तिरहितः प्रख्यातस्तत्र नायकः ॥

राजर्षिरथ दिव्यो वा भवेद्धीरोद्धतश्च सः ।

हास्यशृंगारशांतेभ्य इतरे त्रांगिनो रसाः ॥

વ્યાયોગનો વસ્તુવિષય પ્રસિદ્ધ જોઇયે: અને તેમાં સ્ત્રી વર્ગનાં પાત્ર થોડાં. ગર્ભ અને વિમર્ષ સંધિ તેમાં ન હોય અને પુરૂષપાત્ર પુષ્કળ હોય. એકજ અંક હોય અને યુદ્ધનો પ્રસંગ તે કાંઈ સ્ત્રી નિમિત્ત ના હોય. તે કૈશિકી વૃત્તિ વિનાનો જોઇયે. અને તેમાં નાયક હોય તે પ્રખ્યાત રાજર્ષિ અથવા દિવ્ય અને તે એ ધીરોદ્ધત હોય. હાસ્ય શૃંગાર અને શાંત વિનાના બાકીના બધા રસ તે અંગીભૂત હોય.

આ જાતના સંસ્કૃતમાં "સૌગંધિકા હરણ" અને "ધનંજયવિજય" ના પ્રકાર છે.

श्री

विक्रमोदय अथवा उत्तरभर्तृहरि

(अंक)

# અર્પણપત્ર.

મારાં પરમ પ્રેમિ મિત્રજન—હું આ વિક્રમોદય આ-
પનેજ અર્પણ કરૂં છઊં તે સાર્થક થાઓ!!!

(દિંડી.)

કુસુમ કળી નવી નાટ્ય-લતા કેરી—
મિત્ર મંડળ ઉપભોગ જોગ, લ્હેરી,—
અર્પું આપને સહૃદય સુહૃદ્વર્ગ!
પામો કલ્પવેલ વિટપ ઘટિત સ્વર્ગ!!!

૦

श्री

# विक्रमोदय

अथवा

# उत्तर भर्तृहरि.

## પાત્રજન.

સૂત્રધાર. .. ......................નાટક ભજવી બતાવનાર.

મારિષ. ............ ..........તેનો એક મુખ્ય નટ.

ભર્તૃહરિ. .......................માળવ દેશનો રાજા અવધૂતવેષે.

વિક્રમાદિત્ય. ... ............ ...તેનો કનિષ્ટ બાંધવ.

દીર્ઘદર્શી. .......................ભર્તૃહરિનો પ્રધાન.

મચ્છેન્દ્રનાથ ....................ભર્તૃહરિનો ગુરૂ.

એક દુઃખિયારી સ્ત્રી, એક વૃદ્ધ પુરૂષ, વૈતાળ, પ્રકૃતિવર્ગ ઇત્યાદિ.

સ્થળ વિંધ્યાટવી, અને પછીથી,-ભર્તૃહરિની

ગુફા; તથા ક્ષિપ્રા નદીનો તટ.

# પ્રસ્તાવના.

સૂત્રધાર અને પછીથી નટ.

સ્થળ રંગમંડપ.

## મંગળાચરણ.

(જિલ્લો.)

અશરણ જન શરણ! મંદ મતિ હો દે સુધારી!
અફળિત-ફળ વિશ્વ-વૃક્ષબીજ તું વિસ્તારી!
પ્રાણ-અનિલ, ચેતનાદ્યુતિ, તેનું જીવન વારિ!!! અશરણ૦
ભરત-બાળ કરત સ્તવન દીન સ્વરે પુકારી
ઉદય-ભાનુ અસ્ત પામ્યો, વિપતતમ પ્રસારી! અશરણ૦
સુંદરીનરમાનસ કુમુદ સરસ્વતી-લય-ધારી
આ અજ્ઞાન હિમસમયે વ્હેમનિશ અંધારી! અશરણ૦
વિક્રમાર્ક ઉદય ભારતવ્યોમ દે પ્રચારી!
જય જય હરિ! શાંતિ સુખદ અરપ તૃપ્તિ-વારિ!!!

સૂત્રધાર—(મંગળાચરણ થઇ રહ્યા પછી પ્રવેશ કરીને સભાસદો તરફ ફરીને) આર્યો! આજ અમે આપની સમક્ષ એક આર્યનાગર શ્રીહરિવિરચિત "ઉત્તર ભર્તૃહરિ અથવા વિક્રમોદય"ના અપૂર્વ અંકનો પ્રયોગ કરી બતાવનાર છિયે. તે તેના રસ ઉત્કર્ષથી આપને અત્યંત આનંદ આપો!—એવી અમારી મનોવાંચ્છના છે! આપે ભર્તૃહરિનો પ્રયોગ તો જોયોજ છે—તો આની સંબંધ સંકળના આપના કળ્યામાં સહજ આવશે. (પડદા તરફ ફરીને) મારિષ! પાત્રાદિ વ્યવસ્થાતો યથા ઘટિત કરીછે ના!

નટ—(પ્રવેશ કરીને સૂત્રધાર પ્રતિ) ભાવ! એમાં શું પૂછવું? પણ આપણે નાટ્ય પ્રસંગ ક્યાંથી આરંભવો ધાર્યોછે—તેની સૂચના કેટલાંક પાત્રવ-

ગને આપવી ઘટેછે.

**સૂત્રધાર**—તો સાંભળ !

(राग.)

(ए ते शुंरे कीधुं काम, कृष्णथी वैर क्यम कर्युंरे–ए रागे.)

અતિ શોરે હવો ઉત્પાત, ભ્રાત **ભર્તૃહરિયે** દુભ્યો !<br>
તજ્યો **વિક્રમ** અનાથનનાથ, ભ્રાત **ભર્તૃહરિયે** દુભ્યો !<br>
એ સૌ **પિંગળા** પાપ-પ્રતાપ, ભ્રાત **ભર્તૃહરિયે** દુભ્યો !<br>
મોહ્યો ઈંદ્રવારણે નૃપ આપ, ભ્રાત **ભર્તૃહરિયે** દુભ્યો !<br>
ઘોર રાન ભમે સુકુમાર, ભ્રાત **ભર્તૃહરિયે** દુભ્યો !<br>
ઝાંખો મિથ્યા કલંકે કુમાર, ભ્રાત **ભર્તૃહરિયે** દુભ્યો !<br>
વદ ચંદ્ર પામે કળાક્ષીણ, ભ્રાત **ભર્તૃહરિયે** દુભ્યો !<br>
વિલપે એમ **વિક્રમ** વને દીન, ભ્રાત **ભર્તૃહરિયે** દુભ્યો !<br>
**ભર્તૃહરિ** ચંદ્ર અસ્તથી આ ધ્વાંત, ભ્રાત **ભર્તૃહરિયે** દુભ્યો !<br>
વિના અર્ક ઉદય કલપાંત, ભ્રાત **ભર્તૃહરિયે** દુભ્યો !<br>
વિષયાંધ બની **મહારાજ** ભ્રાત **ભર્તૃહરિયે** દુભ્યો !<br>
કીધો વીણ વિચાર તે ત્યાજ, ભ્રાત **ભર્તૃહરિયે** દુભ્યો !

(नेपथ्यमां.)

વાસ્તવિક છે ભરત-પુત્ર! વાસ્તવિક છે. વગર વિચારેજ આર્યે પોતાના નિર્દોષ બંધુનો પરિત્યાગ કીધો !

**સૂત્રધાર**—(સાંભળીને) અહો મારિષ! **વિક્રમાદિત્યજ** પોતાના વડીલ બાંધવની પ્રીતિ શિથિલતાને માટે મહા અરણ્યમાં શોક કરતો પ્રવેશ કરેછે! ચાલ ત્યારે હું પણ **ભર્તૃહરિનો** વેશ સજુ. અને તુંએ તારે બીજાં પાત્રોની યોજના કર!

(एम कही बंने जायछे.)

(इति प्रस्तावना.)

श्री.

# विक्रमोदय अथवा उत्तर भर्तृहरि.

## અંક

### પ્રવેશ ૧ લો.

સ્થળ વિંધ્યાટવી—વિક્રમાદિત્ય સચિંત પ્રવેશ કરેછે.

**વિક્રમાદિત્ય**—વાસ્તવિક છે ભરતપુત્ર ! વાસ્તવિક છે. એક અવિચારી-જ ક્ષણે એણે પોતાના નિર્દોષ બંધુનો પરિત્યાગ કીધો ! (આકાશ તરફ લક્ષ લગાવી.) ભર્તૃહરિ· ભર્તૃહરિ આર્ય ભર્તૃહરિ !!! (કરૂણા ગદ્‌ગદકંઠે.)

(राग.)

(सदा रहो पास, पियू सदा रहो पास--ए रागे.)

કાળજું બળેછે બંધુ ! કાળજું બળેછે ! (૨)
તાહરી બેવફાઇથી કાળજું બળેછે ! કાળજું.
હતો શો આગળ ધાડો આપણો સંબંધ ?
દેહ દેહ જાદા, પ્રાણ પ્રાણ એક-બંધ ! કાળજું.
સારસની જોડ ખાંડી જીવતાં ન થાય !
ચકવા ચકવી પેઠ ચિત્ત હતાં હાય !!! કાળજું.
ભવને, ઉપવને, કે પુર-સભામાંય,
સાથે **રામલક્ષ્મણ** બે, આપણે જતાય ! કાળજું.
વાતમાં રસિકતા શી! મોહિની મિઠાશ !
પ્રેમમદ ઘેરી આંખે શો અમી-પ્રકાશ ! કાળજું.
વાતની શી વાત કહું ? મળિયે જહિન !
દીન શાં નયન તુજ રસભાવ-હીન ! કાળજું.

વિરહની ક્ષણ આદ્ય વ્યાકુળ કરંતિ !
દિવસ નિશાને માસ જાયે ! કોને ભ્રાંતિ !?! કાળજું.
સુખનો સુદિન તેહ ! આનંદનો બ્હાર !
હર્ષની અજવાળિ નિશા ગયાં એકીવાર !!! કાળજું.

(सनिश्वास)—હાય ! એ વસંત-માસ ! શરદની રાત !
ગઈ ગઈ ! નહિ આવે !!! થઈ કાં ન ઘાત ? કાળજું.

(सजळनयने)—ભલે તું વિસારે મને તુ હું-મનમાંહિ !
પ્રેમનો પ્રણામ હું તથાપિ અર્પું આંહિ ! કાળજું.

અહો બાંધવ. મને દેશનિકાલ મળ્યો તેની કંઈ મને ચિંતા નથી-આ શોક કંઈ તેને માટે છે તેમ નથી ! પણ બાંધવ-મારા પ્રાણ બાંધવ ! ! તારા સ્નેહ-તારા વિશ્વાસને અપાત્ર ઠર્યો તે હૃદય-શલ્ય બહુજ સાલેછે ! (उद्भ्रांत दशाथी) અરેરે ! એ ઘા હું ક્યાં જઈ રૂઝાવું ?

( वसंत तिलका. )

જો કે ફરૂં પુરવિષે, વણિ કુંજમાંહિ,
વિદ્વાન, મુગ્ધ, કવિ કોવિદની સભાયે,
હું પુસ્તકે રસભર્યે ચિતને પરોવું,
તોયે શરીર-મનમાંહિ ન શાંતિ જોઉ !!!
આ ચિત્તતો ફટક્યું હા ! ફટક્યું ફરેછે !
ઊંડે કુવે કહિંક કાળજ ઊતરેછે !
ઉત્સાહ-શક્તિ તનથી, મુખથીજ કાંતિ,
ધીમે ઘટે ! વધતિ જાયજ ચિત્ત ભ્રાંતિ !

(सनिश्वास.) અરેરે !

જ્યાં એકવાર હતી કોમળતા રૂપાળી !
જ્યાં પ્રીતિના ઝરણકેરિ સુધા રસાળી !
તેએ હૃદે કઠિણતાજ ફિકાશ રાજે !!!
હા! દૈવ ધિઃક ! તુંહિ અંધ ! પ્રપંચ દાઝે !

(सवितर्क.) હું દેશ દેશ ફર્યો. જુદા જુદા મંડળમાં હું મળ્યો,-અને રસની તરંગિણીમાં ઝીલ્યાંજ ગયો. પણ, અરેરે! એ તે ઘા કેમ રૂઝે ?

મનતો ઘણુંએ કહેછે કે આગળ વધવું-દૂર જવું-પણ તન પાછું પડેછે; પગલાં પાછાં વળે છે! દૂર જાઉંછઉં જાઉંછઉં અને પાછો ઠેરનો ઠેર! ( बतावीने ) આ વિંધ્યાટવી આવી. એ પણે **માળવદેશ** ભૂમિ! ગરીબડી જેવી! નિસ્તેજ! નિરાધાર! ( आसपास जोइ. )

( वंशस्थ वृत. )

આ શું દુખી દેખ વનસ્થળી અહિ!
દાવાનળજ્વાળથિ જો જળી રહિ!
ના શાંતિ! શૃંગાર ન! રમ્યતા નહિ!
મારા બળેલા રૂદયા પડે, તહિં!!!

(एक दूर एकांत पर्वतने निहाळी) વળી આ શું!

( मंदाक्रांता छंद. )

પેલો ઊંચો ગિરિવર અહા! એકલો અભ્ર લેખે!
ઝાંખો જેવો દુરવરસતા બંધુ-શ્રીએ* ઊવેખ્યે!
હા! શા ચીરા હૃદય પડિયા વજ્ર-ઘાવે હું પેઠ!
એ લોહીકે ઝરણ ઝરપે! દુઃખ વ્યાપ્યું શું ઠેઠ!

( विचार पूर्वकताथी. ) અહાહા! કરૂણા રસથી ગળી ગએલું ચિત્ત કેવી રીતે કરૂણારસની છાયા અને પોતાની મનોવૃત્તિ તથા દશા આખા વિશ્વમાં પ્રતિબિંબિત જુએ છે!!! મેં પણ મારી દુખાવસ્થાથી દિંગમૂઢ બનેલા ચિત્તે શી શી કલ્પનાઓ કરવા માંડી! પણ ત્યારે હું શી રીતે મારા મનને શાંતિ વાળું? કેમ હું મારો હૃદયદાહ ઓલવું?

(स्मृति पूर्वक.) હાં! સાંભર્યું! હું તે સાયંકાળે, મહા અરણ્યમાં, થાકી લોથ થઈ ગયેલો, અર્દ્ધનિદ્રિત દશામાં પડ્યો હતો-તે વેળા પક્ષિયોના સંભાષણથી મને એવી જાણ થઈ છે કે આર્ય **ભર્તૃહરિએ** રાજપાટનો પરિત્યાગ કર્યા-**પિંગળાનો** અનાદર કર્યો-અને **મહારાજે** ભેખ ધારણ કર્યા! રાજ્ય-**માળવદેશ** સ્વામિવિના વિધવા દશાને પામ્યું! બધું પ્રકૃતિમંડળ, **કલ્પાંત**

---

* બંધુ શ્રી **વિક્રમ**-પક્ષે વડીલ બંધુ-પર્વતપક્ષે પોતાનો બંધુ જે મેઘ તેની શ્રી એટલે શોભાએ તેને ઉવેખ્યો છે-તજી દીધો છે, તેથી ઝાંખો જેવો દેખાતો-ઇત્યાદિ.

સમયે મહાસાગરની માફક ક્ષોભ પામી ઉછળી રહ્યુંછે! એક પછી એક અનર્થ-પરંપરા **ભરતભૂમિને** પીડા આપીજ જાયછે! (ઉત્સાહ પૂર્વક.) અહો! ત્યારે શું વીરપુરૂષે પોતાની જન્મદાતા માતા ભૂત-ધાત્રીનાં સંકટ આમ શૂન્ય-હૃદયે ઉદાસીનતાથી જોયાંજ કરવાં? શું તે રણધીર મહાત્માએ પોતાનાં દેશીય બંધુજનોને જુલમગાર શત્રુને હાથે રેંસાવાદેવાં? ધિક્કાર છે-શતવાર ધિક્કાર છે-આવા નામના વીરાભિમાનિને! તો મેં પણ અ-વિચારમાંજ તે વેળા પણ લીધું હતું કે **માળવભૂમિમાં** પગ ના મૂકવો, તે આવે મારી **ભરતભૂમિને** સંકટ પ્રસંગે મૂકવું જોઇયેજ! (પરિક્રમણ ક-રતા.) ચાલો, ત્યારે જોઉં મારાથી શી સેવા બજાવાયછે? (વિચાર કરીને.) તો આ મંગળ કાર્ય પ્રસંગે પ્રથમ તો મારા વડીલ બાંધવનાં દર્શનથી પવિત્ર થઈ, તેમની આજ્ઞા પ્રમાણે વર્તવું. (વળી પરિક્રમણ કરતા સ્મરણ પૂર્વક.) પણ, વળી સાંભળ્યું છેકે ઇંદ્રપ્રેરિત **વૈતાલ** દરરોજ મનુષ્યનો ભોગ લેઈ **ઉજ્જયિનીમાંથી** પોતાનું ખપ્પર ભરી તેને વૈધવ્યની સાથે વાંઝિયાપણું પણ આપવા બેઠોછે. તે પ્હેલાં તો તેનુંજ નિરાકરણ કરૂં (એમ કહી સાટોપ પરિક્રમણ કરેછે.)

---

## પ્રવેશ ૨ જો.

**સ્થળ—ભર્તૃહરિની** ગુફા, ક્ષિપ્રાનદીને કિનારે, ઉજ્જયિનીથી થોડેક દૂર.

**ભર્તૃહરિ** (પ્રસન્ન વદનથી, તત્વ વિચારમાં લીન એવો મુનિવેશે પ્રવેશ કરીને) અહાહા!

**महीरम्याशय्याविपुलमुपधानंभुजलता**
**वितानंचाकाशंव्यजनमनुकूलोयमानिलः ।**
**स्फुरद्दीपश्चन्द्रोविरतिवनितासंगमुदितः**
**सुखंशान्तःशेतेमुनिरतनुभूतिर्नृपइव ॥**

જેને શયન કરવાને માટે, રમણીય પૃથ્વી આવી રહીછે,—પોતાના હાથરૂપીજ લતા જેના ઓશીકાનો અર્થ સારેછે,—ચંદ્રવાને ઠેકાણે જેને

આકાશછે,—અનુકૂળ વાતો પવન તો જેને વા ઢોળી રહ્યોછે,—ચંદ્રનો તો જેને દીવો ઝગઝગાર ઝળકેછે,—એવો કોઈ રાજાના જેવો, મહાવૈભવવાળો મુનિ, સંસાર ઉપરની પોતાની વૈરાગ્યભાવના રૂપી સુંદરીના સમાગમમાં આનંદિત, શાંત થઇ, સુખમાં શયન કરેછે!!!

બડ ભાગ્યછે ભર્તૃહરિ તેનું બડ ભાગ્યછે! કારણ કે—

(इंद्रविजयछंद.)

સહજે મળતાં ફળ કંદમુળો, કયું ભોજન ત્યાં રસ ઉજ્વળ છે?
જળ શીતળ નિર્મળ ઝર્ણતણું, શું સુધાજળ તેહની આગળછે?
ભુમિ—અંક પલંગ નચિંત સુવું, સુખ સેજથિ શું અદકું ફળછે?
હરવું ફરવું વનમાંહિ સ્વતંત્ર સદા, ઠરવા સુગુફા સ્થળછે!!!

પરમ આનંદનો છે ખરે તે નિવાસ! અખંડ સુખની છે તે વૃત્તિ! નિરંતર યોગિને સુલભ સુધા—સ્વાદનની છે તે અવસ્થા!!! જુઓને—

**धन्यानांगिरिकन्दरेनिवसतांज्योतिःपरंध्यायतां**

**आनन्दाश्रुजलंपिबन्तिशकुनानिश्शंकमंकेशयाः।**

એકાગ્રતાથી **પરમબ્રહ્મ** જ્યોતિના ધ્યાનમાં નિમગ્ન એવા, પર્વતની કોઈ એકાંત ગુફામાં વસતા, યોગિરાજને ધન્યછે કે—તેમનાં નયનથી નિકળતા આનંદાશ્રુના ઓઘનું, તેમના ખોળામાં નિભ્રાંત પંખિયો પાન કરેછે!!!

(संतोषसाथे) અહા! આવીજ વૃત્તિ અને આવીજ અવસ્થા મને પરમદયાળુ—અહા તે કરૂણાર્ણવ ગુરૂરાજ **મચ્છંદ્રનાથ**ની કૃપાથી સિદ્ધ થઇ। આવા મારા સુખી નિવાસનું મૂળ કારણ પણ તે કૃપા-વારિદ અનાથના નાથ તે નાથદેવજ! આ **ક્ષિપ્રા** નદીના આદર્શ તુલ્ય નિર્મળ પ્રવાહમાં પ્રતિબિંબ પામેલા છુટા છવાયા ગ્રહ, નક્ષત્ર, તારામંડળવાળા સ્વચ્છ આકાશમાંથી ખીલી રહેતી ચંદનીએ જેના ઉપર ઝળહળિત રૂપેરી સતરંજી પાથરી દીધીછે એવા આ અરણ્યસ્થાનમાં, અલખ નિરંજનની ધૂન લગાવી સમાધિમાં લીન થવું તેના જેવું બીજું સુખ સાધન કયુ? જ્યાં આગળ—

(शिखरिणीवृत.)

સમી સાંજે, તેવું અરૂણ સમયે, પંખિગણનું—

શિલાના ઉચ્છંગે ગિરિ ઝરણકેરા વહનનું—
ફુલી ફાલી ડાળી તરૂની નચવંતા પવનનું—
અહા! શું શોભાથી અલખ ગજવે ગાયન રૂડું!!!

(પૃથ્વીછંદ.)

પ્રસન્ન મનવૃત્તિથી. વિમળ ઇંદ્રિયો શાંતથી,—
નિરંતર નિરંજની અલખ ધૂન, એકાંતથી,
જગાવિ-ભ્રમણા ભર્યો ભવ ભુલી મહાફંદનો,
અહા! પરમબ્રહ્મમાં લય થયેજ આનંદ શો!

માટે—ચાલો આજ ઠેકાણે સમાધિ લગાવિયે! (દશે દિશા તરફ વળી ભક્તિ અને શ્રદ્ધા પૂર્વક.)

मातर्मेदिनितातमारुतसखेतेजः सुबन्धोजल
भ्रातर्व्योमनिबद्ध एव भवतामेषप्रणामांजलिः ।
युष्मत्संगवशोपजातसुकृतोद्रेकस्फुरन्निर्मल-
ज्ञानापास्तसमस्तमोहमहिमालीयेपरब्रह्मणि ॥

અયી ધરતીમૈયા! અને અહો પિતા વાયુદેવ! અહોમિત્ર પ્રકાશ! અને અરે બાંધવ જળદેવ તથા આકાશ! આ હું તમને બધાંને નમસ્કારને માટે હાથ જોડું છઉં! તમારા પ્રસંગને લીધે પુણ્યનો મારામાં વધારો થતાં સ્ફુર્ણાયમાન થયું મારે નિર્મળજ્ઞાન, અને તેથી ગળી ગયો બધો મારો મોહમહિમા!-એવો હું થઈ પરમબ્રહ્મમાં લીન થાઉંછઉં!!! (સાનંદ) ચાલો ત્યારે.—

वितीर्णेसर्वस्वेतरुणकरुणापूर्णहृदयाः
स्मरन्तः संसारेविगुणपरिणामाविधिगतीः ।
वयंपुण्यारण्येपरिणतशरच्चन्द्रकिरणै-
स्त्रियामांनेष्यामोहरचरणचित्तैकशरणाः ॥

સર્વસ્વ આપી દીધા પછી અમે, નવીજ સ્ફુરી રહેલી દયા ભાવનાથી ભરપૂર હૃદય સાથે,–સંસારમાં તન્હેવાર પરિણામ વાળી ભાગ્યની ગતિનું સ્મરણ કરતા, (આ) પુણ્યારણ્યમાં, શરદૃતુના ચંદ્રની પૂરી ખિલેલી ચાંદનીવાળી રાત્રિ, શ્રીભોળાનાથ શંકરના ચરણમાં ચિત્ત લગાવી, ગાળી શું!

(સોત્સાહ.) ચાલો ત્યારે અલખનિરંજન! અલખનિરંજન! ભવ ભય ભંજન! પાપ પ્રભંજન! ગિરિજારંજન! ષડ્રિપુગંજન! અલખનિરંજન-અલખનિરંજન–અલખનિરંજન! !! (एम कही धूनमा ने धूनमा समाधिस्थ थायछे.)

---

# પ્રવેશ ૩ જો.

## સ્થળ—ઉજ્જયિનીથી થોડેક છેટે આવેલું એક અટલસ્થાન.

(नेपथ्यमा महा ककळाण तथा आक्रंद)

**સ્ત્રી.**

ભગવતિ વસુંધરે! માગઆપ. માગઆપ–ધરતીમૈયા–માગઆપ–કે હું તારા વિકાસ પામેલા જ્વાળામુખમાં સમાઈ જાઉં! હાય, હાયરે! તે પીટ્યા દુષ્ટ રાક્ષસો મારી સુકોમળ ફૂલફૂલાવી લાડકવાયી છોકરીને શું દુઃખ નહિ દેતા હોય? શો સંતાપ નહિ આપતા હોય? કેમ–અહો શંકર! કેમ હું પ્રાણ ધારણ કરૂં? કેમ અહા! કેમ-કેમ હું મારા વાંઝિયાપણાને કુસુમિત કરનારી મારી એકની એક,—મારી લાડ લડાવેલી—મારી સાસ પ્રાણ,—મારા હાથની ઉછેર-નાજૂક નરમ વેલડી,–તે હું અંધની લાકડી!–અહા હું તેના વિના કેમ દેહ–કેમ પ્રાણ ધરીશરે!!! હર, હરહર–શંકર! કરૂણાર્ણવ ગિરિજાવલ્લભ!!! (निश्वास नाखती) અરે દૈવ! તું પણ કેવું ક્રૂર છે કે તેં મને અહિં છોડી દીધી કે તેથી મને આવો દુઃખ–સાક્ષાત્કારનો દુર્દિન પ્રાપ્ત થયો! (स-परित्रास, व्याकुळताथी.) રક્ષણ કરો–કોઈ રક્ષણ કરો! આર્ય સુભટાદિકો રક્ષણ કરો! અહા કોઈ ભારતવીર પરિત્રાણ કરો હું અનાથનું, તે નિર્દોષ બાળકીનું! સહાય કરો કોઈ આર્ય અથવા આર્ય દેવતા હું દીન શરણાર્થિને! (एम महा आक्रंद करती तथा पछाड खाती प्रवेश करेछे,)

**સ્ત્રી** ( सवितर्क अने सोत्कंठ ), શું તે પિશાચોનાં હૃદય નહિજ પીગળે ? શું તેઓને દયા નહિ આવી હોય ? અને તેને અહિંજ કોઈ જગાએતો નહિ છોડી દીધી હોય ? ( मकलाइने ) અહા એમ હોય તો કેવું સારૂં ! ( नीचे पगला जोइने ) આ પગલાંની છાયા તો મારી પ્રાણપેએ વિશ્રિષ વ્હાલી છોકરીના જેવી જણાયછે ! શું ત્યારે તે મારી બાળકીની તો નહિ હોય ?

( झाडमां पादडानो खडखडाट सांभळी, ससंभ्रम ) અહો ! પણે ઝાડની ડાળીઓ ઝોલા ખાઇ રહેછે—તો તેના ઘનઘટાવાળા પલ્લવના સમૂહમાં કદાચ તે લપાઈ રહી હશે !

( नेपथ्यमां. )

ખડા રહે—અબે કમજાત ! આર્ય ખડા રહે ! છોડ છોડ તેરી ગઠડી—જો કુછ અપના જાનકી પરવા રખતા હોવે ! ક્યા ? કુછ શસ્ત્રકા ડર દિખાતા હૈ ! બાલક ! દેખા હૈ તુને હમારા, યહ ખૂનકા પ્યાસા ખંજીર ઔ યહ દુસરા સમશેર !!! ક્યા કરેગા તેરા રાજસેનાપતિ—ઔર ક્યા મગદુર હય તેરા અબધૂત બૈરાગી **ભરથરીકા** હેમક બજીરકી ? ફુલ જૈસા હય યહ સારા મુલુક, હમારા ભોગ કે લિયે—ઔર સો ફુલ હમ યહ તલવારસે છીન છાલકે હઝમ કરેંગે !

**સ્ત્રી**—( ए सांभळी त्रासथी ध्रुजती गभराटमां )—હાય, હાય ! અહિં પણ મૂઆ કાળ-મુખા મારાં બાંડુંઓને રેંસી રહ્યા છે ! તો મારી શી વલે ? ચાલ, ચાલ હું એના માર્ગમાંથી ખસી જાઉ; નહિ તો મુઆ દૈત્ય મારી શીએ દશા કરશે !

( एम कही भयथी सत्वर परिक्रमण करो जायछे; तेवामां, जेनी पाछळ एक म्लेच्छ लुंटारो पडेलोछे तेवो कोइ नाजूक तथा देखावडो जुवान त्रासभेर दोडतो पडदा आगळ पसार थायछे. त्यां एक वृद्ध पुरुष बे एक न्हानां सरखां बाळक साथे प्रवेश करेछे. )

**વૃદ્ધપુરૂષ**—( लमणे हाथ ठोकतो अने निश्वास नाखतो ),-રંડાઈ-રંડાઇ હવે અરે મારી **ઉજ્જયિની** નગરી અને **માલવરાજ્યગાદી** ! વાંઝિયાપણું પ્રાપ્ત થયું રે તને મૈયા **ભરતભૂમિ** ! નિર્વીરપ્રાય થઈ ગઇ અરે ભ-

ગવતી ભૂતધાત્રી વસુંધરા ! અસ્ત પામી ગયો તે આર્ય પ્રજાનો શૂરવીર કીર્તિ-સૂર્ય! અંધકાર—અંધકાર વ્યાપી રહ્યોછે આખા દેશમાં!!! પણ પ્રકાશનું કિરણ લેશ માત્ર-એક પણ નહિ? હર, હર, હર, હર! કોઈ પણ મારી માતૃ-તુલ્ય જન્મભૂમિનો-કોઇએ રક્ષણ કરનાર નહિ? આમ એકમેર મ્લેચ્છ યવન શકાદિક મારાં બાંડુઓને મારી રહેછે-ધુંદેછે-પીલેછે અને ત્રાસ દેઇ રહેછે—તેમ બીજી મેર તસ્કર પિંડારા લુંટારા લોક દેશ ઉજ્જડ કરી રહ્યાછે-તો વળી ત્રીજી તરફ વૈતાળને દરરોજ માણસનું ખપ્પર ભરી આપવું પડેછે! ( पेला बाळको तरफ जोइ सजल नेत्रे निश्वास नाखता ). અહો પ્રભો! શી વલે થશે આ બિચારાં કંગાલ નિર્દોષ ફૂલ જેવાં બાળકોની? તેમણે માતાનું તો મોંએ જોયું નથી તો તેના સુખનો તો અનુભવ ક્યાંથીજ કીધો હોય? તેવામાં તેમના ખીલતી જુવાનીમાં હસી રહેલા પિતાને કાળ વૈતાળના આજ વિકરાળ મુખમાં પીલાવાનું આવ્યું!?! અરે દૈવ!

( एम कही ऊंडो निसासो मुकेछे तेवामां नेपथ्यमांथी खाउं खाउं करतो वैताल प्रवेश करेछे.)

**વૈતાળ**—ખાઉ, ખાઉ, ખાઉ, ખાઉ! કહાં, કહાં ધરા હય મેરા નૂતન, મિષ્ટ સુકોમલ મનુષ્યભોજનગ્રાસ! ક્યા કુછ ઉજ્જેનીકે ગવાંરલોગુકી સુધબુધ અભીભી ઠિકાને આ નહિ રહી! સો એતની બૃથા દેર કરતે હય! ચલ મેં આપહી મેરા ભક્ષ ટુપટ ત્રિપટ સિદ્ધ કરૂંગા!

( एम कही छलंग भेर उडी अदर्श थायछे. )

( सर्वे जायछे.)

## પ્રવેશ ૪ થો.

**સ્થળ,—ઉજ્જયિની; એક પુરાતન બાગમાં કોઈ એકાંત કુંજ.**

**પ્રધાન**—( सचिंत विचार-मग्न प्रवेश करता ),-હરહરહર! જે દુર્દિવસથી રાજરાજેન્દ્ર સામન્તચક્રચૂડામણિ શ્રીરાજર્ષિ ભર્તૃહરિદેવ વનગમન

કર્યૂ, તે દિવસથી કાંતો સ્વચક્ર કે કાંતો પરચક્ર અનુક્રમવાર માળવદેશને જાર એ જાર કરી રહ્યાંછે! આ મહારાજ્યના મુકુટમણિના ભ્રંશની સાથેજ બધી માળવ રાજલક્ષ્મી પણ નિસ્તેજ થઈ રહીછે—બધું રાજમંડળ નિસ્તેજ દેખાયછે તેમજ અષ્ટાંગશોભી પ્રકૃતિમંડળ પણ ઝાંખુ ઝાંખુ જણાયછે!!! યવનવિગેરે પરદેશીય નોકરીમાં રાખેલા અસવાર પાયદળ વિગેરે વર્ગ પણ સેનાપતિથી કબજામાં રખાતા નથી! અને તેથી તેઓ ઉન્મત્ત થઈ જઈ દશે દિશામાં રાજ્યને ઉજ્જડ કરેછે. પૈસેટકેથી, સુખ સંપત્તિથી તેને ધોઈનાંખેછે! વિક્રમાદિત્યનો પણ કંઈ પત્તો લાગતો નથી! અરે દેવ! અહો પ્રભુ! શું કરવું? કેમ રાજ્યનો ઉદ્ધાર કરવો અને તેને કેમ ધારણ કરવું? બાળક, વૃદ્ધ, જુવાન, સ્ત્રી પુરૂષ-સૌ કોઈ દીન અને મ્હોટેસ્વરથી-બધાંએ એક અવાજથી ત્રાહિ! ત્રાહિ! શબ્દ પોકારી રહ્યાંછે!!! તે સાંભળીને રાજનીતિના પરિચયથી મારી વજૂ જેવી કઠણ અને કઠોર છાતી પણ ફાટી જાયછે!!!

( नेपथ्यमां ).

રક્ષણ કરો, મહારાજ ભર્તૃહરિ, અમારૂં રક્ષણ કરો! કોણછે અમારો અહિં બેલી-અમને અમારા આ દુઃખદાવાનળમાં શીતળઘન કરૂણા વૃષ્ટિથી શાંત કરનાર!!! કુમાર વિક્રમાદિત્ય, તેંપણ અમને બધાને આમ છેક છોડી દીધા!?! મહારાજ દેવદેવેન્દ્ર શચીવલ્લભ ઇંદ્રરાજ, તું પણ અમારા ઉદ્ધારને માટે કૃપાકટાક્ષ કરતો નથી!?! પ્રધાન શ્રેષ્ઠ દીર્ઘ-દર્શી એ શું આ સંતાપ નહિ નિવારે? ચાલો, ભાઇયો! દીર્ઘ-દર્શીને ખોળી કાઢો, અને ચાલો બધા આપણે ગુરૂરાજ, મચ્છંદ્રનાથ અને આપણા ભર્તૃહરિ મુનિરાજેન્દ્રને શરણ જઇયે. જુઓ પછી શું થાયછે? ચાલો—ચાલો!!!

**પ્રધાન**—( सांभळीने ),—શું કરૂં? ( लगार विचार करीने. ) કંઈ ફિકર નહિ. બધા પ્રકૃતિવર્ગ સમેત ચાલો ભર્તૃહરિ દેવની ગુફાએ. ગુરૂ દયાળ છે તેથી કંઈ પણ કાર્ય-સિદ્ધિ થશેજ.

( एम करी बधा परिक्रमण करछे. )

# પ્રવેશ ૫ મો.

## સ્થળ ભર્તૃહરિની ગુફા.

(भर्तृहरि समाधिस्थछे : त्यांभारे कोळाहळ पूर्वक प्रधान सहित प्रकृतिमंडळ प्रवेश करेछे.)

ભર્તૃહરિ—(जागृत थइने),-અહા, શો સોર મચી રહ્યોછે ? શો આ દુનિયાનો વિના કારણનો દંગો ? અહા ! જીવન્મુક્ત મુનિરાજને એ બધાથી કેવું જળકમળવત્ નિર્લેપ રહી અક્ષયસુખ અનુભવમાં લેવાનું છે ? ધન્યછે ગુરૂદેવને. अलखनिरंजन—अलखनिरंजन—

પ્રકૃતિવર્ગ—(पासे आविने विनयपूर्वक.)—મહારાજ રાજરાજેન્દ્ર-મુનિમાન-મુકુટમણિ ! શરણ આવ્યા છીયે. રક્ષણ કરો રક્ષણ કરો ! અહા આ તરૂણ કરૂણાથી ઉભરાઈ જતા હૃદયમાં આપની પરોપકાર-વૃત્તિનો મહાસાગર ઉછાળા મારી રહ્યોછે-તો ભરત-ભૂમિના કલ્યાણને માટે દેવાધિદેવ તુલ્ય રાજર્ષિ, રાજ્ય ધારણ કરો ! અને જનકવિદેહની માફક જીવન્મુક્ત દશામાં, નિસ્સંગમાં, પૂર્વ પ્રણાળિકા ચલાવિયે-અહો રાજરાજેન્દ્ર મુનિરાજ-હંસ ! આપતો દયાળછો ! અમારૂં આપના સિવાય બીજું કયું શરણું ? કોઈ નહિ; માટે બચાવશો તોએ આપ, અને ડુબાવશો તોએ આપ. અમે તો અહિંજ રહીશું અને દેહત્યાગ કરીશું ! અમારે પણ સંસારની તેમજ સુખની શી ગરજછે ?—જ્યાં અમારી માતૃ-ભૂમિ દુઃખ દરિયામાં ડુબી ગઈછે ! જ્યાં અમારાં સ્વદેશીય બંધુ જનો સંતાપના ચોમેર લાગી રહેલા દવમાં બળી રહ્યાંછે ! ! ! જ્યાં અમારાં બાળ બચ્ચાંની અમારી નજર આગળજ કતલે આમ ચાલી રહેછે !

ભર્તૃહરિ—અરે મારાં આર્ય બંધુ જનો ! સુખમાં નિવાસ કરો-સંતોષ ગ્રહણ કરો. જગત અનિત્યછે જેવું સુખ અનિત્ય હતું, તેવું આ દુઃખ પણ ક્ષણિકજ સમજવું. રેંટનાં મડુ'લાંના ફેરફારની માફકજ આ બધુંછે ! આજ પ્રકાશતો કાલ અંધકાર ! રાત્રિ પછી દિવસ-શીયાળો ઉન્હાળો તેમજ વર્ષાકાળ અને શરદઋતુ તેજ ન્યાયે ! આમજ દુનિયાંની ઘટમાળ ચાલી રહીછે. માટે ધર્મવૃત્તિ ધારણ કરો અને સૌમ્યતાથી રહો.

તમારૂં કલ્યાણજ થશે! અમારે તમારૂં રાજ્ય,-આસંસાર-કે કશાનો પરસ પણ ન જોઇએ. અમારે તો—

**अहौ वा हारे वा बलवति रिपौ वा सुहृदि वा**
**मणौ वा लोष्टे वा कुसुमशयने वा दृषदि वा**
**तृणे वा स्त्रैणे वा मम समदृशो यान्ति दिवसाः**
**क्वचित्पुण्यारण्ये शिवशिवशिवेति प्रलपतः॥**

ચાહે તો સાપ હો કે ફૂલનો હાર હો! ગમે તો બળવાન શત્રુ હો કે કોઈ મિત્ર હો! ભલે ને મહા મૂલ્યમણિ હો કે માટીનું ઢેપું હો! કદાચ ફૂલની સેજ હો કે પત્થર હો! આ બધાંને તેમજ કદાચિત તૃણ ઘાસ હો કે કોઈ સુંદર સ્ત્રી-સમુદાય હો પણ તેમને એ વિષે મારી સરખીજ દૃષ્ટિછે! કંઈ ન્યૂનાધિક કે કોઈ પણ પ્રકારે મોહ-લાલસાજ નથી! આવી રીતે કોઈ એક પુણ્યારણ્યમાં **શિવ શિવ શિવનો** જપ કરવામાં અમારા તો દિવસ જાયછે!!!

**પ્રધાન**—એતો સત્યવાત છે મહારાજ! પણ બધું રાજ્ય ઉદ્ધ્વસ્ત થઈ જાયછે! યુવરાજ **વિક્રમાદિત્યનો** એ કંઈ પત્તો લાગતો નથી! નધણિયાતું રાજ્ય દિવસે દિવસે પાયમાલી પામતું જાયછે! તો કંઈ નહિ તો જગતના ઉપર એક ઉપકાર કરવાના હેતુથીએ પરમ કરૂણાર્ણવ ગુરૂ **મચ્છંદ્રનાથની** સિદ્ધિથી અમારો અર્થ સફળ થાય તેમાટે કંઈ કૃપા કરિયે રાજરાજેન્દ્ર?

**ભર્તૃહરિ**—( संकल्पविकल्पपूर्वक ),—અરે! અહિં મારે હવે શું કરવું? એક તરફથી અખંડાનંદસિંધુ યોગાભ્યાસની સુધા,-તે શાંતવૃત્તિની પાવની **મંદાકિની** મને ક્ષણેક્ષણ નિમંત્રણ કરી રહીછે! મારા ચિત્તના નિર્મળ આકાશમાં વૈરાગ્ય ભાવનાની હસમુખી ચાંદની ખિલી નિકળી છે! અને તે મોક્ષ સુખના અનુભવના માર્ગમાં મારી સર્વ વૃત્તિયો ગળી જતી જાય છે!!! ત્યાં બીજી તરફથી પ્રવૃત્તિની સર્વ સામગ્રી-સંસારનો સમગ્ર ખટરાગ-પ્રપંચ પોતાનાં સૈન્ય સજી, મને આ હવણાંજ સ્વતંત્રતા પામેલાને,-કેદ કરવા અને ફસાવવા આવેછે!!! મારે કેમ કરવું; ( विशेष विचार करता स-करुण ). પણ વળી મારાં આ નિરાધાર નિર્દોષ દીન ભાંડુઓનો મહા બળાત્કાર અને અસહ્ય દુઃખસાક્ષાત્કારથી થતો આર્ત્ત કરૂણધ્વનિ નથી

સેહેવાતો !!! અહો પ્રભુ-અહો વિશ્વૈક કલ્યાણ કારણ-મંગળમૂર્ત્તિ ગિરિજાનંદન ! હું તે શું કરૂં? હે કરૂણાર્ણવ ગુરૂરાજ **મચ્છંદ્રનાથ** મારો તે આ દાવાનળથી કેમ નિકાલ થાય-તેની કેમ શાંતિ વળે?

पाहिमां पाहिमां शरणागतवत्सल प्रभो पाहिमाम् ॥

( એમને એમ દીનતાથી વિશેષ વિચારમાં લીન થતાં ) શું મારે મારોજ માત્ર સ્વાર્થ જોવો? એક મારાજ મોક્ષના લોભમાં આ દેશને બંધનમાં-કારાગૃહમાં નાંખવો; તેનાં નિર્દોષ દીન બાળકને મહાસંકટના દાવાનળમાં-સ્વ-પર ચક્રના વંટોળમા-વિપત્તિના સાગરમાં, આંખ મીંચીને મારેજ હાથે હડસેલી પાડવાં !!! તો ધિક્કાર છે મારી **બહારનીજ દશ્યમાત્ર** પરોપકારબુદ્ધિને ! વ્યર્થ છે મારૂં ષડ્રિપુનું જીતવું-જ્યાં આત્મભાવ અને લોભતો ગયો નહી!

एके सत्पुरुषाः परार्थघटकाः स्वार्थं परित्यज्य ये.

"એક જાતના એવા સત્પુરૂષ છે કે જેઓ સ્વાર્થનો પરિત્યાગ કરીને પારકો અર્થ પાર પાડે છે"! ધન્ય છે એઓ કે તેઓ પોતાના અર્થ ઉપર લક્ષ ના આપી, અથવા તેનો ઉચ્છેદ પણ કરીને પરમાર્થ ઉપરજ દૃષ્ટિ રાખે છે અને જગતનું કલ્યાણ કરે છે!

सामान्यास्तु परार्थमुद्यमभृतः स्वार्थाविरोधेन ये.

"જેઓ પોતાના સ્વાર્થને બાધ ના આવતો હોય અને પરાર્થને માટે ઉદ્યોગ કરે તે સામાન્યજ"! તો આમ સ્વાર્થ સાચવી પરાર્થ સાધવો એતો મધ્યમ વાત છે! તો મારાથી હાલ ઉત્તમ પદે ના પ્હોચાય તો મધ્યમ પદ તો સિદ્ધ કરવું!

तेमी मानुषराक्षसाः परहितं स्वार्थाय निघ्नन्ति ये.

"તે આ માણસોતો રાક્ષસજ છે જેઓ પોતાના સ્વાર્થ માટે પારકાના હિતનો નાશ કરેછે"! શું મારે સંસારસાગરને કિનારે થયા પછી અંતે આવાજ થવું! નહિ નહિ.

ये निघ्नन्ति निरर्थकं परहितं ते के न जानीमहे ॥

"જેઓ વગરલેવેજ પારકા કલ્યાણમાં ફાંસ મારેછે તેને કોણ કહેવા તે કંઈ સુઝ પડતી નથી". આવા તો તર્કનીએ મારા ઉપર છાયા ના પડો!?!

**પ્રકૃતિવર્ગમાંથી એક જણ** ( भर्तृहरिने विचारग्रस्त जोइ ).-બડભાગ્ય

માનો ભાઈ આજ આપાગ્યું! રાજરાજેન્દ્ર યોગીન્દ્ર મહારાજ **ભર્તૃહરિ** કૃપાશીળ થવાના સંકલ્પ વિકલ્પમાં જણાય છે!

**બીજો**—અરે,હા રે! જુઓને-અહા શી એમની પ્રસન્ન મુખ-મુદ્રામાં, વિચારના પવનમાં, ભમરની વેલ લ્હેરાઈ રહી છે!

**સર્વે**—જય, જય રાજરાજેન્દ્ર **ભર્તૃહરિ** દેવ! ગંધર્વ રાજ-કુમાર?! જય, જય, જય, જય!!! ( अेम आनंदभेर जय जय शब्द थइ रहेछे ).

**ભર્તૃહરિ** ( विचारमांने विचारमां-प्रधानने )-એમ! ચાલો ત્યારે હું ગુરૂ **મચ્છંદ્રનાથનું** ધ્યાન ધરૂંછઉં! ( अेम कहि ध्यान धरेछे अेटले स-परिवार गुरू मच्छंद्रनाथ प्रगट थायछे ).

**મચ્છંદ્રનાથ**—કેમ બચ્ચા **ભરથરિ**? કેમ મને યાદ કરવો પડ્યો? શું તારા કોઈ તપમાં,કોઈ ધ્યાનમાં કે કોઈ અનુષ્ઠાનમાં વિઘ્ન આવી નડયું!

**ભર્તૃહરિ** ( सविनय )-નહિ, નહિ-ગુરૂદેવ-

**પ્રધાન** ( सविनयोत्साह )-અહો કરૂણાસાગર-સર્વ નાથના નાથ-મહા યોગીન્દ્ર ગુરૂ **મચ્છંદ્રનાથ,** આપનાં પાવન દર્શનથી અમે પવિત્ર થયા-તો તે સિદ્ધિનું કંઈ અમને ફળ પ્રાપ્ત થાઓ! ગુરૂદેવ અમને અમારા મહારાજ **ભર્તૃહરિ** પાછા આપી દો. મ્હોટો ઉપકાર થશે, મુનિરાજ! તેથી **ભરતભૂમિ**પર; આપને ક્યાં અજાણ્યું છે કે સ્વ-પર-ચક્રાદિ અમારા ઊપર ગુજરી રહ્યાંછે! અનાથ છે આ **માળવદેશ** તેમ બધું **પરમાર** રાજ્ય-તેમજ **આર્ય** રાજમંડળ સમગ્ર! કોણ જાણે છે કે કુમાર **વિક્રમાદિત્ય** પોતાના ચરણ કમળથી કયા પ્રદેશને શોભાવે છે???માટે આપની કૃપા-વાદળીની છાયાથી અમારા બધા સંતાપ નિવારિયે,-અહો ઉપકારઘન-ગર્જન! અનાથના નાથ ગુરૂરાજેન્દ્ર-અહો ગુરૂરાજેન્દ્ર!

**મચ્છંદ્રનાથ** ( ध्यान धरी )-બચ્ચા **ભરથરિ**! તથા પ્રધાન **દીર્ઘ-દર્શી!** નિસ્સંશય પરમ કલ્યાણનો તથા મંગળનો છે આ સમય! આનંદિત થાઓ અહો બાળક-વર્ગ! આનંદિત થાઓ!-

**ભર્તૃહરિ**—સત્ય વાત છે-ગુરૂદેવ-સત્ય વાતછે! ( स्वगत सोत्कंठाश्चर्य ) પણ-અરે! આ મારા નિસ્પૃહ, શાંત, વિરક્ત મનમાં, સર્વ ક્ષોભપ્રલય શમાવનાર આ ગુરૂદેવની સન્નિધિમાં, આ અવનવી વૃત્તિ વળી શી ઉલટે છે! મન જાણે લીન થાય છે! હૃદય કંઈ અપૂર્વ આનંદથી ઉછાળા મારી

રહેછે ! નેત્ર સજળ જણાય છે ! મંગળ ચિન્હની પૂર્વથી સૂચના આપતું અંગ ફરકે છે ! વાણી ગળગળી થાય છે !-પણ વળી અરે! આ મને ક્ષિપ્રાનદિ-આ ભૂમિ-આ પદાર્થ-સમુદાય પૂર્વ વાતની સ્મૃતિ આપતાં-તેના આછા અપૂર્ણ ચિત્રના સહજ ભાસથી ત્રાસ કાં દે છે ???

( એમ વિચારમાં લીન થાયછે ).

**મચ્છંદ્રનાથ**—બચ્ચા **ભરથરિ** ! ધ્યાનથી-સમાધિથી મારા જાણ્યામાં આવ્યુંછે કે **વિક્રમાદિત્ય**ને માર્ગમાં પક્ષિયોના સંભાષણથી આ રાજ્યની વર્તમાન દશાની ખબર થઈ છે-તેથી આજ પ્રભાતમાંજ વિંધ્યાટવી ઉતરી અહિં આવ્યો છે; અને તેણે મહા વીરવૈતાળનો પરાજય કરીને મહા સંકટથી ઉજ્જયિનીને છોડાવી છે. તો જુઓ—

**ભર્તૃહરિ** ( निहाळता )-અહો આ કોની દિવ્યપ્રસન્ન વિનયશાળી-આ કોની મૂર્તિ મારી નજરે તરે છે ? હા-હા-એ નિર્દોષ-

**મચ્છંદ્રનાથ**—તો જુઓ-આ યુવરાજ આવે ! ( सर्वे विस्मय पामेछे ).

**ભર્તૃહરિ** ( स्वगतः लज्जा पूर्वक अने पश्चात्ताप साथे ),-અહા, નિર્દોષ બાંધવ ! હું તને શી રીતે મારૂં શ્યામ મુખ દેખાડું ? અવે પિતા ઈંદ્રદેવ ? શા માટે હું અપરાધી પાતકી ઉપર વજ્રપાત કરી-શા માટે મને દુષ્ટને આમને આમ ભસ્મ કરી નાંખતા નથી ? શિવ, શિવ, શિવ, શિવ !!! હું કયી ગંભીર ગિરિકંદરામાં કે પાતાલખંડમાં છુપાઈ જાઉં ? અરે સૂર્ય દેવ ! જલદી જલદી તમે તમારો રથ ચલાવી દો અને કાળરાત્રિના જેવા અંધકારની તિરસ્કરિણીમાં બધા જગત્‌ને આચ્છાદિત કરો-કે હું તેમની નજરે ન પડું ? શું કરૂં ? ક્યાં જાઉં ?

**વિક્રમાદિત્ય** ( प्रवेश करीने सविनय ),-વડીલ ભ્રાત ! હું આપને શિરસાભિવંદન કરૂં છઉં !

**ભર્તૃહરિ** ( महा आवेशथी ),-વત્સ—

**વિક્રમાદિત્ય** ( मच्छंद्रनाथने ),-મારા ગુરૂના એ ગુરૂરાજ-મહા યોગીન્દ્ર તાત **મચ્છંદ્રનાથ**, આપના ચરણમાં મસ્તક નમાવું છઉં !

**મચ્છંદ્રનાથ**—બચ્ચા **વિક્રમાદિત્ય**! અખંડ કલ્યાણ !!!

**ભર્તૃહરિ** ( गदगदित कंठे स-करुण ),-વત્સ **વિક્રમાદિત્ય**! બોલ-વત્સ,

એકવાર બોલ કે હું દુર્બુદ્ધિના–તે સમયે વિષય-અંધના તેં સર્વ અપરાધ ક્ષમા કર્યા !

**વિક્રમાદિત્ય** - વડીલ બાંધવ !

( इंद्रवज्रावृत्त. )

એ શું વદો વીર અયોગ્ય વાત? ક્યાં સંભવે દોષ ગુણે અગાધ,
આડી રહ્યે વાદળિ પદ્મ ત્રાસે, ના સૂર્યનો દોષ દિનપ્રકાશે.

દિવસે પૂર્ણ જંત્ર મધ્યાન્હના પ્રકાશમાં, આડી કોઈ વાદળી આવી જવાથી સૂર્ય ઢંકાઈ જાય, અને તેથી કમળને ત્રાસ થાય, તેમાં કંઈ સૂર્ય-નારાયણનો દોષ ના કહેવાય? એમ જ્યાં અનંત અગાધ ગુણનો સમુદાય શોભી રહ્યોછે ત્યાં અપરાધ કેવો ! દોષ કેવો ! અવગુણ કેવો ? અનાચાર કેવો? માટે મારા પ્રિય શિરછત્ર બાંધવ! કૃપા કરીને મને લઘુ બાંધવને અયોગ્ય વચનથી દોષિત ના કરો ! ! !

**મચ્છંદ્રનાથ** ( विक्रमादित्यने ),–કુમાર **વિક્રમાદિત્ય** ! ભરથરિએ ચતુર્થાશ્રમનો સ્વીકાર કર્યો છે–તેથી તેણે છોડી દીધેલા રાજ્યને તું ધારણ કર.

**વિક્રમાદિત્ય** ( सविनय ),–જેવી ગુરુદેવની આજ્ઞા.

**મચ્છંદ્રનાથ**—અને સારી રીતિયે પ્રજાનું પ્રતિપાલન કર; અને જા, બચ્ચા, મારી તને પૂર્ણ આશિષ છે કે તું શકયવનાદિકનો પરાજય કરીશ, તેમજ રોમક મહારાજ્યના કોટિ ધનભંડારથી પૃથ્વીને ત્રણમુક્ત કરીશ, પરદુઃખભંજન કહેવાઇશ, અને સંવત્સર પ્રવર્તાવીશ !!! બોલ બચ્ચા **વિક્રમાદિત્ય**, બોલ હવે તારૂં હું શું પ્રિય કરૂં !

**વિક્રમાદિત્ય**—મહારાજ ! વડીલ બાંધવને પરિતોષ થાય–ભરતરાજ્યનાં આપના મંગળ હસ્તારવિંદથી ભાવિ ઉદયમાંગલ્ય થાયઃ-ઉજ્જયિની વૈતાળના ભયથી મુક્ત થઈ–બધી રૈયતને સુખની સંભાવના થઈ–અને આપની અમને નિરંતર કૃપાઘનચ્છાયા સિદ્ધ થઈઃ–પછી શું અધિક જોઇએ ! તો પણ વડીલ બાંધવ–તાત ભર્તૃહરિ–આપને મારી આટલી વિજ્ઞાપના છે કે–આપ હવે તે તપસ્વિની, અપરાધથી મલીનતા પામેલી, સર્વ સંસારના તિરસ્કાર-દાવાનળથી જળી રહેલી, શોકસાગરમાં ડુબી ગયેલી, પશ્ચાત્તાપના હિમથી દિવસે દિવસે ગળી જતી, મારી માતૃ-તુલ્ય રાણી પિંગળાને ક્ષમા

કરો! રસ્તામાંના પવિત્ર પ્રવાહનાં દર્શન કરતો હું આવ્યો તે વખત મેં માતા પિંગળાની તો તેની પૂર્વ દશાની માત્ર છાયાજ જોઈ! અહા તે કેવી તપ અને ધ્યાનમાં એક તાર છે! તેને જોઇને મારી આંખમાંથી શ્રાવણ ભાદરવે આંસૂની રેલ ચાલી રહી! શો માતાજીનો નિયમ! શો તેનો આ-પના ઉપર પશ્ચાત્તાપથી શુદ્ધ થયેલો સુવર્ણરૂપ પ્રેમ તેમજ ભક્તિભાવ!?!
તો હવે તેને માફ કરો!

भर्तृहरि गुरू मच्छंद्रनाथ सामुं जुअेछे.

**મચ્છંદ્રનાથ** ( क्षणवार ध्यान धरी ),–બચ્ચા **ભરથરિ**! ખરી વાત છે, એમજ છે, રાણીનું બધું ચિત્ત એકવાર મલિનતા પામી ગયું હતું તે,હવે, ગંગાજળથી તેમ પ્રાયશ્ચિત્તથી શુદ્ધ થઈ ગયું છે. તો પિંગળાને માફ કરો! બીજું, યોગિદશાના મુમુક્ષુએ તો શમવૃત્તિ રાખવી જોઇએ.જો કોઈ આપણા પગ તળે કાંટા પાથરે તો તેના માર્ગમાં આપણે ફૂલ બિછાવવાં–એ આ-પણો ધર્મ છે. તો એમજ કરો.

**ભર્તૃહરિ** ( भक्ति पूर्वक ),–જેવી ગુરૂદેવ નિરંજનની આજ્ઞા! તો રાણી **પિંગળાના** સર્વ અપરાધ માફ હો! ઈશ્વર તેનું કલ્યાણ કરો–અને તેની વૃત્તિ શુદ્ધ પવિત્ર રહો!

**વિક્રમાદિત્ય** ( सानंदः वीरवैताळनं ध्यान धरतां ते प्रगट थायछे तेने ),–વીરવૈતાળ! આ ખબર, રાણી પિંગળા, ગંગાના તટ ઉપર તપોનુષ્ઠાન કરી રહ્યાં છે, તેમને પ્હોચાડીદે અને બધા જગત્માં આનંદ વર્તાવ.

( वैताळ शिर नमावी जाय छे.)

**મચ્છંદ્રનાથ**—બચ્ચા **ભરથરિ**! બોલ હવે તારૂં શું વિશેષ પ્રિય કરૂં? બોલ બચ્ચા **વિક્રમાદિત્ય**!

**ભર્તૃહરિ**—આથી શું વધારે જોઇએ?

( वसंततिलका ).

ઊગે પ્રબોધ–શશિ, શાંતિસુધા–રસેલ!
વામે ભવાર્ણવ મહાભ્રમણા–ભરેલ!
જામે સ્વદેશ–ઉદયે વિમળ પ્રસંગ!
ઊદ્ધારિ રે' સકળ **વિક્રમ**–રાજ્યરંગ!!!

**વિક્રમાદિત્ય**—અહા !!! કૃપાનિધાન ગુરૂદેવ ! આ શું દેવી મંગળ ગીત મનની મ્હેચ્છા ચિતરતું કાને તરવરે છે !!!

(राग कल्याणनी गझल).

ભરત ભૂમિ આ, પ્રભુ આર્યદેશનો,
પ્રસન્ન ચંદ્ર દેશપ્રેમ ખીલિને રહો !!! ભરત૦
આર્યવર્ણ, આર્યધર્મ તણું અભિમાન
દિવસે દિવસે પામો વૃદ્ધિને વિજ્ઞાન !!! ભરત૦
આર્યમંત-સુમનથી નીતિ ગુણ-પરાગ
પ્રસરો ! સ્વતંત્રતાનો સુખદા સોહાગ !!! ભરત૦
મેઘમાળ સદાકાળ વરસો અનુકૂળ !
શત્રુઓ વિનાશ પામો, મટો મૂળ શૂળ !!! ભરત૦
પ્રજાહિત રહો ચિત્ત નિરંતર નરેશ !
રિદ્ધિ સિદ્ધિ થકી દીપો ઉજળો આ દેશ !!! ભરત૦

**મચ્છંદ્રનાથ**—તથાસ્તુ !!! (सर्वे जाय छे).

ઇતિ વિક્રમોદય અથવા ઉત્તરભર્તૃહરિ ( અંક ).

# अर्पणपत्रिका.

**મારા પ્રિય આર્ય બંધુ-જનો તથા ભરતખંડનાં પુત્ર પુત્રીઓ !**

આપના ઉત્કર્ષ અને ઉદયના કિરણાંકુર ઝળકાવતું આ આર્યોત્કર્ષક હું આપના સિવાય બીજા કોને અર્પણ કરૂં? આપના દિવ્ય, ઉત્કૃષ્ટ આર્યનામ સિવાય હું બીજા કયા મનોરમણીય નામ સાથે તેનું નામ જોડું? તમેજ તેનાં પાત્ર છો-તેનો રસ ઝીલનાર-તેનો ભાવ અનુભાવનાર છો! **આર્યસેન** તે, પ્રિય બંધુજનો! બીજું કોણ ?–આપણો વૃદ્ધ, પ્રાચીન, કેટલોક કાળ થયાં દુર્દશા પામેલો, મહેન્દ્ર મૂર્તિમાન્ **ભરતખંડજ**! **સુધારા પ્રભાકર** તે બીજો કોણ-જો તે આપણો વર્તમાન સુધારાનો ઉદય પામતો સૂર્ય ન હોય તો-જેની ઉજ્વળ કિરણ-ધ્વજા નીચે તમે **વ્હેમયવન** સામે સંગ્રામ મચાવી રહ્યા છો! **સુધર્મેન્દુ** તેપણ આપણો નવો અવતાર પામેલો આર્ય ધર્મ-અહા તે **બ્રાહ્મ ધર્મ**-તે પ્રેમભક્તિનો ધર્મ, જે ઈશ્વરના પિતૃત્વ તથા મનુષ્ય માત્રના ભ્રાતૃત્વનો સુબોધ આપે છે! **સ્વદેશવત્સળ** અને **સ્વદેશપ્રીતિ** તે બીજું કંઈજ નહિ પણ આપનાં સર્વનાં મનમાં સ્ફુર્ણાયમાન થતી દેશના ઉપરની પ્રીતિભાવના-તે પ્રતિ ભક્તિભાવના-તેનું કલ્યાણ કરવાની બુદ્ધિ. આમાંના રાજપુત્ર તે આપણા **ભરતખંડના** મુખ્ય વિભાગ-જેમાં આપ સર્વનો સુખદ નિવાસછે; અથવા તે આપ, આપણા ભરતખંડનાં, જૂદાં જૂદાં પ્રજામંડળજ. બાકીનાં બીજાં પાત્ર તો સહજ સમજાય એવાંજ છે. તો આ નાટક બીજું કંઈજ નહિ પણ-આપણા ભરતખંડમાં, અથવા એમ કહિયે તોએ ચાલે કે આખા વિશ્વમાં, પરાપૂર્વથી ચાલ્યું આવતું સુધારા અને વ્હેમનું યુદ્ધ ચીતરે છે!

**વ્હેમયવનથી** પરાભવ પામેલા આપણા **આર્યાવર્ત્તનો** દેવપક્ષ, **વ્હેમ યવન** અસુરની સત્તા નીચે બહુ સમયથી છે. તે અરસામાં દેશની સ્થિતિ કેવી થઇછે તે જાણવા જાણે કંઇક જાગૃત થયેલ **આર્યસેન** પોતાની રાજસભા ભરી,-બધાએ પોતપોતાના નિર્મિત કાર્યમાં નિરંતર પ્રવૃત્ત રહી, આપણી દૈવી પૂર્વસત્તા પુનઃસાધ્ય કરવી એવો નિર્ણય કરેછે! તે સભાની સમા-

પ્રિયે, આ ખબર જાણી ચડી આવેલા વ્હેમયવનની સેના અને સુધારાદિત્યના પક્ષનું યુદ્ધ થાયછે. તેમાં શત્રુ પરાભવ પામી નાસેછે. અને સ્વદેશવત્સળાદિ તેની પાછળ ધસે છે.

કંઈ આ મહાભારત અહિંજ સમાપ્તિ પામશે નહિ. હજુ તો યુદ્ધપ્રસંગ ઘણાએ આવશે; અને અંતે શાંતિની સ્થાપના થશે. તેનાં ચિત્ર હું "અવિદ્યાવતીદાહ" અને "આર્ય-સુધર્મોદય"માં કોઈવાર આપીશ. હાલતો ત્હારે-આર્યા-બાંધવો! આજ રંગમાં ધૂમો!

"ધસો સૌ ઝપટ ધસો રણમાં!
"વસો નહિ અંતર કાયરતા!"
"લહો લ્હાવો કરિ કેસરિયાં-
"ફરી ફરિ એ દિન હોય ક્યહાં!!!
"દેશ નિજ કાજ દેહ ધરવી!
"કીર્ત્તિ-અપ્સરા અમર વરવી!!!"
"ચલો ઝટ ભૈયા લડવૈયા!
"રમો રણનર્ત્તન તતથૈયા!!!"

જય જય જય જય! ત્હારે બંધુજનો! ઉદય-ઉત્કર્ષ હો તમારો સ્વારાજ્યમાં તથા સ્વાતંત્ર્યમાં!!!

હું છઉં
તમારો એક નમ્ર બાંધવ
ગ્રંથકાર.

# श्री
# आर्योत्कर्षक (व्यायोग).

પાત્રજન.

સૂત્રધાર. ... ... ... ... નાટક ભજવી બતાવનાર.
મારિષ. ... ... ... ... તેનો એક મુખ્ય નટ.
આર્યસેન... ... ... ... ભારત મહા રાજાધિરાજ મહેન્દ્ર.
સુધારાપ્રભાકર અને સુધર્મેન્દુ } ... ... ...આર્યસેનના મુખ્ય પ્રધાન.
કુમાર. ... ... ... ... સેનાપતિ.
સંપભદ્ર. ... ... ... ... મહા સાન્ધિવૈગ્રહિક.
શીલ, સદ્ગુણ }... ... ... ... સંપભદ્રના સહાયક.
કુરૂ, અંગરાજ, મહારાષ્ટ્રાદિત્ય, ગુર્જરસેન }... ... ... આર્યસેનના પુત્ર.
સ્વદેશવત્સળ... ... ... ...રાજપુત્રનો મિત્ર.
સ્વદેશપ્રીતિ ... ... ... ...સ્વદેશવત્સળની બ્હેન.
સ્વતંત્રતા... ... ... ... સ્વદેશપ્રીતિની સખી.
સરસ્વતી, નીતિ, લક્ષ્મી }... ... ... ...ભારત-વીરનાયિકા.
પ્રતીહારી અને વેત્રવતી }... ... ... ...રાજદ્વારપાલિકા.

આર્યમંડળ.

| | | |
|---|---|---|
| મ્હેમયવન | … … … … | દૈત્ય ચક્રવર્ત્તી, પ્રતિનાયક. |
| અધર્માસુર | … … … … | મ્હેમયવનનો પ્રધાન. |
| અનીતિરાહુ<br>જારસિંહ<br>વ્યસનસિંહ<br>પક્ષપાત | … … … … | મ્હેમયવનના પટાવત. |
| કુસંપિકા<br>અવિદ્યા<br>અલક્ષ્મી<br>ઈર્ષ્યા<br>પરતંત્રતા | … … … … | મ્હેમયવનના પરિવારમાંની વીરનાયિકા. |
| અનભ્યાસ. | … … … … | મ્હેમયવનનો પુરશ્ચર. |

બંને પક્ષનાં સૈન્ય, તેમના દૂત, પરિવારવર્ગ વિગેરે.

સ્થળ વિદ્યારણ્ય.

# श्री
# आर्योत्कर्षक.

## પ્રસ્તાવના.

સૂત્રધાર અને પછીથી નટ.

સ્થળ રંગમંડપ.

### મંગળાચરણ.

(पद.)

( आनंद कंद तुं ईश अभिवंदन—ए राग ).

અકળકળા, અદ્ભુત બળ ધારી !
પ્રેમ–સુધા-ઘન આનંદ-વારિ[1] !
કરૂણામય પ્રભુ વિશ્વવિહારી !
પ્રાણના પ્રાણ ! આ કૃતિ દે સુધારી !!! અકળ૦
આર્ય તણો ઉત્કર્ષ સુહાવો !
ભાનુ[2] સુધારક ભરત રસાવો !
મંગળ ઉજ્વળ ધવળ પ્રકાશો
[3]ઇંદુ સુધર્મ ! સુ–હૃદય વિકાસો !!! અકળ૦
દેશની ભક્તિ, સ્વદેશની પ્રીતિ-
કુસુમ-પરાગ[4] ફૂલાઓ સુ-રીતિ !
જળ તે સરસ્વતી સિંચી વધારો !
કિરણ સ્વતંત્રતા-દ્યુતિનાં[5] પ્રસારો !!! અકળ૦

---

૧ પ્રેમરૂપી સુધા એટલે અમૃત વરસાવનાર ઘન એટલે વાદળી; જેનું આનંદરૂપી વારિ એટલે પાણી છે તે. ૨ ભાનુ-સૂર્ય. ૩ ઇંદુ-ચંદ્ર. ૪ કુસુમ-ફૂલ: પરાગ-સુવાસ. ૫ દ્યુતિ-તેજ, પ્રકાશ.

મતિ, કૃતિ, શક્તિ **ભરતભૂમિ** કેરી,
વીરરસે રસી, ખીલવ લ્હેરી !
ક્લેશ કુસંપ તું હરિ કરિ દે લય !
જય જય જય વર્તાવ અભ્યુદય !!! અકળ૦

( अनुष्टुप्छंद ).

અકળ, સકળ—વ્યાપી, પ્રેમ-ભાનુ-પ્રકાશક !
હજો ઉત્સાહ, ઉત્કર્ષ, મમ **આર્ય**-પ્રભાપ્રદ[૬] !!!

**સૂત્રધાર** ( प्रवेश करीने ).-રસરૂપી સુધાના સ્વાદીલા ચકોર આર્ય સભાસદો ! અમે આજ અહિં આપણા **ભરતખંડની** ઉત્કર્ષ,-સિદ્ધિના સાધનની યોજના-સંકળનાથી રમણીય એક અપૂર્વ વીરરસપ્રધાન નાટકનો પ્રયોગ કરનાર છિયે ! તેમાં આપની આનંદવૃત્તિ તથા અનુકૂળતા ચાહિયે છિયે !!! ( नेपथ्य भणी जोइने ). **મારિષ** !

( दोहरो ).

અહિં આવી સજ્જન સમિપ, નાટક-વસ્તુ જણાવ !
**આર્યોત્કર્ષક** શું હશે, ભજવાશે શો ભાવ ?

**નટ** ( प्रवेश करीने सूत्रधार प्रति ).-જેવી **આર્યની** આજ્ઞા ! (सभा प्रति). આર્યજનો !

( हरिगीत )

**નારાયણે** પૂર્વે રચ્યાં આદિમ[૭] સુ-યુગ્મ ઉદ્યાનમાં
મૂક્યું અમુક પૃથ્વી વિષે સુરલોકપ્રાય સ્થાનમાં;
તે યુગ્મથી માનવ-લતા વિસ્તાર પામી વિસ્તરી,
પૃથ્વી તણી દશ દિશ વિષે કુરૂખંડ ભણી સુ-વિટપ[૮] સરીઃ
તે આર્ય શાખા થકી પૂર્વજ આર્ય આપ તણા થયા,-
વિદ્યા, કળા, ચાતુર્ય, શુચિ દાક્ષિણ્ય-યુત, સદ્‌ગુણ-મય !
તે નીતિ રીતિ પાળી, દેવ નિહાળી સુ-દશ દિગન્તરે,-

---

૬ પ્રભાપ્રદ-તેજ અથવા પ્રકાશ આપનાર. ૭ આદિમ એટલે પહેલવહેલું યુગ્મ એટલે જોડું: સ્ત્રી પુરૂષનું-સ્વાયંભૂ મનુ અને શતરૂપાનું. ૮ ડાળી.

સંપી, ચહી અન્યોન્યને, વસિયા સુખે મન્વન્તરે;
સજ્જન સમાજ સકળ સ્વબળથી પળ પળે રક્ષી કરી,-
દુર્ગુણ ભરી દુઃખદ સદા દિતિ-તનુજ[1] ભણિની વ્યથા હરી.
કૃષિ-કર્મ આદિ સુ-કર્મ કરિ, પ્રભુ-ભક્તિ મહિં તત્પર રહી,
સૌ શાસ્ત્રના ગ્રંથો કરી નિજ અનુજ કાજ મૂકી સહી,-
નિજ નામ કામ અમર કરી, પછિ ધામ ભણી સ્વર્ગે વળ્યા.
પણ તેમના પછિના થયેલા આર્ય દુશ્મન-ડર-દળ્યા,

ભોળાગ્રબુદ્ધિશાળી બનિયા, શૌર્યહીન વળી થયા;
નિજ દેશને પરતંત્ર કરિ, નિજ પૂર્વજો પાસે ગયા!
વળિ તેમનાં બાળક અબુધ પરતંત્ર સર્વ થયેલ તે
દુર્ગુણ બધા શાસક[2] તણા શીખ્યા જણાવા છેલ,-ને
વ્યભિચાર, સર્વ પ્રકારનાં વ્યસનો મહીં ચકચુર રહી
વિદ્યાતણું સૌ ભાન ભૂલ્યા, ડૂલિયા સર્વે અહિં.
જ્યાં દાસ વિષયતણા થયા ત્યાં આશ નીતિ તણીજ શી?
પ્રભુભક્તિની પણ રાખવી? વળિ દેશ-પ્રીતિ કે'વી કશી?
સૌ તે અધર્મી ઠગ જનોના પંથ પૂર વિષે વહ્યા,
નબળા નિહાળી તેમને બહુ શાસકો જુલમી થયા.
પરદેશિયો લક્ષ્મી વિલોકી તેમની પાસે બધી,
તે લાલસાથી દૂર દેશથિ કષ્ટ સહિ આગળ વધી,-
આ દેશમાં પેશી પછી ધિમે ધિમેજ ધણી થયા,
જર ખેંચવા સદુપાય કરવા જરિ ન કો પાછળ રહ્યા.
આવી અવસ્થા આપણીઃ-હવણાં તથાપિ ઈશની
ઈચ્છા અને સુકૃપાથકી પુરિ અવધિ થાયે નિશની!
શુભ પૂર્વ દિશ ક્ષિતિજ ઉપર ચળકાટ ભાનુ તણો દિસે!
તમપંક્તિ દૂરીકૃત હવે આકાશમાં ગેબજ થશે!!!

**સૂત્રધાર,—તથાસ્તુ !!!**

---

૧ કશ્યપની સ્ત્રી દિતિના પુત્ર-દૈત્ય. ૨ રાજ્યકર્તા.

(नेपथ्यमां-सवैयो.)

મેઘ-માળ-ધર, હિમ-કિરીટ-ધર, **પર્વતરાજા**[1] ઉત્તર મધ્ય,-
**બ્રહ્મપુત્ર**[2] પૂર્વે,—પશ્ચિમે **સિન્ધુ**[3] સિન્ધુ સમ અનવદ્ય,-
ત્રણેદ્વાર, ત્રણ દ્વારપાળ શુચિ, આધિન, અવહિત જેને સો'ય
**લક્ષ્મી-તાત**[4] પખાળે ચરણો જેના તે **આર્યસેન** હોય???

**સૂત્રધાર** (સાંભળીને.),—**મારિષ** ! મહેન્દ્ર **આર્યસેન** સ-પરિવાર આમ પધારે છે! ચાલો ત્યારે આપણે પાત્ર-સાહિત્ય સજિયે! (बंने जायछे.)

इति प्रस्तावना.

# श्री
# आर्योत्कर्षक.

## प्रवेश १ लो.

(एटलामां परिजन सहवर्त्तमान आर्यसेन, तथा प्रतीहारी उपरनो छंद गातो, प्रवेश करेछे.)

**આર્યસેન** (आसन उपर बेसी),-**प्रतीहारि** !

(चोपाया.)

અરુણ-સારથિ રથી સૂર્યના અશ્વની રશ્મિ પકડી,
પ્રાતઃકાળે કમળ ખિલવતો,-જેહ દિશાથી[5] ઉપડી
સત્વર પ્રયાણ કરે તેહ દિશ,-ગંગા વહન કરે જ્યાં,-
ત્યાં અધિકાર કઈંક પામેલો **સુધર્મેન્દુ**[6] તેડો ઘ્યાં!

---

૧ પર્વતરાજા-પર્વતોનો રાજા; હિમાલય પર્વત. ૨ બ્રહ્મપુત્ર-બ્રહ્મપુત્રા કે સાંપુ નદી. ૩ સિંધુનદી. ૪ લક્ષ્મિનો પિતા-સમુદ્ર-ભારત અથવા હિંદી મહાસાગર. ૫ પૂર્વ દિશા. ૬ સુધર્મરૂપી ચંદ્ર.

વળી પશ્ચિમમાં જેનો વહીવટ ધમધોકાર ચાલી રહ્યો છે,-એવા આપણા **સુધારાપ્રભાકર**[1] પ્રધાનને પણ તેડાવો.

**પ્રતીહારી,**—જેવી રાજાધિરાજની આજ્ઞા! (एम कही थोडेक दूर परिक्रमण करी परिचारकों प्रति.) અહો રાજ-સેવકો! મહેન્દ્ર **આર્યસેનનો** આટલો આદેશ ધ્યાન દેઈ સાંભળી જલદી અમલમાં લાવો.

(गीति.)

પ્રવાસના આયાસે શ્રમિત રવિ સ્વાસ્થ્ય જે [2]દિશામધ્ય
પામે,-ત્યાંથી લાવો મંત્રિ **સુધારાપ્રભાકર**જ સદ્ય.

(अनुकूळ उत्तर मळ्यो मांनी, पोताने मळेलो हुकम अमलमां लाववा जायछे. वेत्रवती प्रवेश करेछे.)

**વેત્રવતી** (માનપૂર્વક.)—દેવપાદની શી આજ્ઞા હશે?

**આર્યસેન,**—વેત્રવતિ! તું ઉત્તરમાં વસતા **કુરુ**, પ્રાચીમાંના **અંગરાજ**, દક્ષિણમાંના **મહારાષ્ટ્રાદિત્ય**, તથા પશ્ચિમમાંના મારા પરમ વ્હાલા પુત્ર **ગુર્જરસેનને**, તેમના સહચર **સ્વદેશવત્સળ** સહવર્તમાન તેડી લાવ! વળી **સ્વદેશવત્સળને** મારી તરફથી **નીતિ, સરસ્વતી, સંપભદ્ર, સ્વદેશપ્રીતિ** વિગેરે સાથે આવવા કહેજે! **લક્ષ્મી** સાથે **અંગરાજને** નોતરજે! **કુમાર** સહિત **કુરુને** આવવાનું કહેજે, તથા સર્વની સાથે **આર્યજનમંડળ** પણ તેડજે!

**વેત્રવતી** (विनयपूर्वक.)—જેવી મહેન્દ્રની આજ્ઞા! (थोडेक दूर परिक्रमण करी दूतप्रति.) અહો દૂતમંડન!

(शार्दूल-विक्रीडित.)

લીલાલંકૃત શૈલ, કુંજ, નદિયો શૃંગાર ધારી અહા!
પોતાના પરિવાર સાથ હવણાં સૂતો દિસે જે મહા!
રક્ષા જેનિ સદૈવ **લક્ષ્મી-જનકે**[3] કીધી, કરે તે વળી;
એવા **ગુર્જરસેનને** સત્વથા આણો; સ્વ પ્હોચે રળી!!!

વળી, અન્ય દૂતવરો!

---

૧ સુધારારૂપી સૂર્ય. ૨ પશ્ચિમ દિશા. ૩ સમુદ્ર-ગૂજરાતની ત્રણે દિશાએ વિંટળાઈ વળ્યો છે તે.

( हरिगीत. )

મારુતરે તણા વેગે વધી સત્વર પળો દશ દિશમાં!
આણો સ્વરાજકુમારને અહિં માત્ર એક નિમિષમાં!
( तेओना गया पछी विचारपूर्वक ).

આજે સમાજ અહિં ભરાશે મહાજન મતિમાનનો
થાશે પુનિત પરિણામ શુચિ શુભ તેહ સૌ વિદ્વાનનો!

( सहर्ष ). ત્યારે મારે તે કાર્ય ઉત્સાહથી કરવું ઘટે છે! (अेम कही परिक्रमण करता ). આર્યાધિરાજની આજ્ઞા માથે ચડાવી મારે પણ કામે લાગવું જોઇએ! ( जाय छे.)

**આર્યસેન** ( सोत्कंठ ),–કેમ વાર લાગી? મંત્રીશ્વરો ક્યારે આવશે!?!

( नेपथ्यमां—शार्दूलविक्रीडित ).

વિશ્વાધીશતણા અને મનુજના પિતૃત્વ ભ્રાતૃત્વનો[2]
દે છે જે ઉપદેશ, જેથિ સુખનાં આવી મળે સાધનો–
પ્રીતિથી ઉર રહે વળી સદય આ જેથી સદાકાળ,–તે
આવે મંત્રિ મહેન્દ્રનો અહિં હવે લેવા સુસંભાળ રે!!!

( पुनः—चोपाइ ).

જેના વહીવટ કેરી માંહ, કોઈ ન થાયે ભગ્નોત્સાહ,
પામે સર્વજનો સુખસાર,–આવે મંત્રિ અવર આ ઠાર!

**આર્યસેન** ( मनमां सहर्ष ).–મને લાગે છે કે મારા પ્રધાન હવણાં આવે છે! હશે, હવણાં જોઈશું.

**પ્રતીહારી** ( प्रवेश करीने ).–મહારાજ! મંત્રીશ્વરો આપની આજ્ઞાથી દેવડી ઉપર આપનો હુકમ જાણવા વિગ્રહાતુર[3] ઉભા છે તે જો દેવની ઇચ્છા હોય તો હવણાં હાજર થાય.

**આર્યસેન**—સત્વર આવવા દો એમને.

---

૧ પવન. ૨ ઈશ્વર સર્વનો પિતા છે, અને આપણે બધાં તેનાં બાળક છિયે તથા મનુષ્ય માત્ર એક બીજાનાં ભાંડુ છેઃ—તેથી પરસ્પર પ્રીતિથી દયામય હૃદય જેનાથી રહે તે. ૩ યુદ્ધને માટે તલપતા.

(प्रतीहारी पडदामां जइ सुधर्मेन्दु अने सुधाराप्रभाकरने लेइ पाछी तेमनी साथे फरीथी प्रवेश करेछे ).

**સુધર્મેન્દુ તથા સુધારાપ્રભાકર**—આપના ચરણકમળને વંદિયે છિયે મહારાજ !

( एम कही आर्यसेननी संज्ञाथी पोताने आसने बेसेछे ).

**આર્યસેન**—પ્રધાન શ્રેષ્ઠો ! આપણી પ્રજાની સ્થિતિ કેવી છે ?

( नेपथ्ये काव्यछंद अथवा रोळावृत ).

ઇશ્વરકૃતિ-મંડિત, સદય હૃદયી, રૂપાળો,
આર્યસેનનો પુત્ર, **સેન ગુર્જર**, આ વ્હાલો,
સ્વદેશવત્સળ સાથ, તાત આજ્ઞાથી આવે,
શોભાવા સુ-સમાજ સહિત-પરિવાર, સુભાવે !!!

આમ, આમ રાજપુત્ર ! ( अेटलामा गुर्जरसेन, स्वदेशवत्सल, नीति, सरस्वती, संपभद्र इत्यादि प्रवेश करेछे ).

**ગુર્જરસેન તથા સ્વદેશવત્સળ** ((सविनय, नम्रतापूर्वक ),—આપને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરિયે છિયે તાત !

( एम कही पोत पोताने बतावेले स्थाने बेसछे ).

**આર્યસેન**,—પુત્રો ! ચિરંજીવી રહો !!!

**સરસ્વતી**,—મહેન્દ્રને મસ્તક નમાવુંછું !

**નીતિ**,—નમ્રતાપૂર્વક આપને વંદન કરૂંછઉં **ભારત**-રાજ !

**આર્યસેન**,—ભારતવીરબાળિકા, વૃદ્ધિ પામો !

**સંપભદ્ર**,—મહારાજ, આપને નમન કરૂંછું !

**આર્યસેન**,—મારા સર્વ પ્રદેશના તથા રાજ્યના સ્તંભરૂપ, ચિરકાળ નિર્વિઘ્ન દશાએ રહો ! ( सर्वे पोत पोताने आसने बेसछे ).

**વેત્રવતી** ( प्रवेश करीने ),—દેવ આપની આજ્ઞા માનપૂર્વક સ્વીકારી કુમાર સહવર્તમાન **કુરૂ**, **અંગરાજ** તથા **લક્ષ્મી** અને **મહારાષ્ટ્રાદિત્ય સર્વ** સ-પરિવાર આવે છે !

**આર્યસેન** ( ऊमळकाथी ),—તેઓને સત્વર અહીં લાવો !

**વેત્રવતી,**—જેવી મહારાજની આજ્ઞા ! ( परिक्रमण करी तेओनी साथे प्रवेश करता.) આમ આમ રાજપુત્રો ! પ્રધાન, પટાવત વિગરે મંડળ સહવર્તમાન મહેન્દ્ર અહિં વિરાજમાન થયાછે !

**કુરૂ**
**વંગભદ્ર** } -આપને સાષ્ટાંગદંડવત્ નમસ્કાર કરિયેછિયે તાત !
**મહારાષ્ટ્રસેન**

**આર્યસેન,**—સર્વદા આબાદ રહો !

**કુમાર,**—આપને નમસ્કાર કરૂંછું સ્વામિન્ !

**આર્યસેન,**—સેનાપતે ! હમેશાં ફતેહ મેળવ.

**લક્ષ્મી,**—પૂજ્યદેવ ! વંદન કરૂંછઉં !

**આર્યસેન,**—સર્વદા સુખ આપનારાં થાઓ !

( बधा आसने बेसेछे: वेत्रवती तथा प्रतीहारी द्वारांतिक जायछे ).

**આર્યજન મંડળ** ( प्रवेश करीने ),-

( उपजातिवृत ).

મહેન્દ્ર ! **કૈલાસ-સુમાનદંડ**[1] ! શત્રુ-ઉરે ત્રાસદ હે પ્રચંડ !
સંપૂર્ણ જે તું પ્રભુ-ભક્તિ મધ્ય ! પ્રણામ તેને કરિયેજ અદ્ય ! ! !

**આર્યસેન,**—સુખી રહો પુત્રો ! ભદ્રે **વેત્રવતિ** ! સભામાં આવનાર કોઈ બાકી રહ્યું છે ?

**વેત્રવતી** ( आगळ आवीने ),-મહારાજ ! **સ્વદેશવત્સળ**નાં વ્હાલાં બ્હેન દેવી **સ્વદેશપ્રીતિ** તથા તેમનાં સખીદેવી **સ્વતંત્રતા** સેનાપતિનો હોદ્દો શોભાવનારાં હજૂ સુધી જણાતાં નથી !

**આર્યસેન** ( सोत्कंठ ),-ત્યારે તેઓને સત્વર તેડાવો !

**વેત્રવતી,**—વારૂ દેવ ! ( अेम कही जायछे ).

**આર્યસેન,**—**સુધર્મેન્દુ** ! તમારી સત્તા મારા દેશના કયા ભાગમાં હાલ વિશેષ ચાલે છે ?

**સુધર્મેન્દુ,**—મહારાજ ! જે દિવસથી **વ્હેમપવને** આપણા પ્રદેશમાં

---

૧ કૈલાસ-સુમાનદંડઃ કૈલાસ પર્વતરૂપી જેનો સુંદર માનદંડ એટલે રાજદંડ છે તે.

પગ દીધો તે દિવસથી હું આર્યજન–અરે ! અનાર્યવત થયેલા આર્યજનથી તજાયલો **વિષ્ણુની ક્ષીરસાગરની** નિદ્રામાં પડ્યો ! પણ,

(दोहरो).

**ક્ષીરોદધિમાં વિષ્ણુ** તો, ચાર માસ નિદ્રિત.–
વરસ હજાર સુધી હું તો, પડ્યો રહ્યો ત્યમ નિત્ય !

માટે તે નિદ્રામાં ઘોરતો હતો એ કહ્યું, તેમાં મારી મ્હોટી ભૂલ છે. હું તો **કુંભકરણ** કે **મુચકુંદ** અથવા મારા પોતાનાજ દૃષ્ટાંતરૂપક કોઈ કલ્પિત વિશેષણવાળી ગાઢ નિદ્રામાં પડ્યો હતો. તોપણ, કાળ–ચક્ર પોતાના પરિભ્ર-મણમાં મારી મહા નિદ્રાની સમાપ્તિ કરે, તેવો મારે બનાવ બન્યો ! ઈશ્વર કૃપાથી, તેના સંબંધી જ્ઞાનનાં કિરણનો પ્રકાશ મારાં નેત્ર ઊપર પડતાં વાંતજ હું કંઇક જાગૃત થયો; અને ધીમે ધીમે મારી સત્તા પાછી હાથ કરવા યત્ન કરવા લાગ્યો. પણ મારા દુશમનની સત્તા, તથા તેનો પરિવાર વધી જવાથી મારે નિરાશ થઈ તિરસ્કાર પામવો પડે એવો શક ભરેલો સમય ઘણીવાર આવ્યો. તથાપિ જે દિશામાં સૂર્યોદય થાયછે તેજ દિશામાં રહેલા આપના ( अंगराजने बतावीने ) આ **અંગરાજ** પુત્રના પ્રદેશમાં હું રહ્યો અને કેટલીક સત્તા ત્યાં મેળવ્યા બાદ રાજપુત્ર **મહારાષ્ટ્રાદિત્ય** તથા **ગુર્જરસેનનાં** આમંત્રણ આવ્યેથી, મેં તેમની ભણી જવા માંડ્યું. અને તેમના પ્રદેશમાં મારાં મંદિર સ્થપાયાં. વળી આપણા દેશ વિના પણ દૂર પશ્ચિમમાંના દેશોમાં ઈશ્વર–ઈચ્છાથી તથા આપની કૃપાથી સારી પ્રતિષ્ઠા મને મળતી જાય છે.

**આર્યસેન,**—હું ઈશ્વર પાસે સ્તુતિ કરી એવું માગુંછું કે તમારી સત્તા મારા પ્રદેશમાં તથા વિશ્વમાં સર્વત્ર વ્યાપી, મારી પ્રજાને તથા આપણાં મનુષ્ય બાંધવ માત્રને આ તથા પેલી દુનિયામાં સુખી કરો !!!

( सुधारामभाकरने ). પ્રધાનજી ! તમારો વહીવટ કેવો અને ક્યાં ચાલે છે તથા આપણી પ્રજાની સારી સ્થિતિ છે કે કેમ ?– તે અમને નિવેદન કરો. કાળચક્રના ફરવાથી તથા અમારી પૂર્વાવસ્થા વીતી જવાથી દરબારી કામમાં અમારૂં લક્ષ રહ્યું નથી,–તેથી તે બિનાઓથી અમે અજાણ્યાછિયે. માટે તે જાણવાને અત્યંત આતુર છિયે. અને અમારી પ્રજાનું શ્રેય થાય

એમ ચાહિયેછિયે.

**સુધારાપ્રભાકર** ( मानपूर्वक ),–મહારાજાધિરાજ! આપણો કહો દુશ્મન **વ્હેમયવન** જે દિવસથી આપણા પ્રદેશમાં પેઠો, તે દિવસથી, આપણી પ્રજાના તથા પરિવારના હાલબેહાલ થયા છે.

( ચોપાયા ).

આર્યજનો નીતિ પ્રીતિને સદ્‍ગુણહીન થયા સહુ !
શીળ, જ્ઞાન, સંતોષ, ધર્મ નિજ ત્યાગીને બેઠા બહુ
વ્હેમ, વ્યસન, વ્યભિચાર, કપટના ફાંદામાં ફસિયા,ને
અધર્મ કેરા ધાડા કાદવ વિશે ખરે ઠસિયા છે !!!
કેફ કરી, ગુલતાન રહી ચિર, કુલટા સંગે રમતા,
ખાનપાનથી ખુશી થઇને, સહુ વાતથી ખત્તા–
ખાઈ, ધાઈ કુપંથ ભણી, સૌ અધિકારી રાજા જે
તાબાના અહીં આર્યવંશના, ત્યજી બેઠા માજા એ !
વિદ્યા ભણવી મુકી દઇને ભીખ માગીને ફરતા,
સાધુ વળી વૈરાગી વેશે ઘણાક જનો રખડતા,–
દેશ તણી દશ દિશા વિષે નિત મારી નજરે આવે !–
અનુદ્યોગમાં ડુબી ગયેલા જાણી જોઈ ભાવે.
તેઓને પણ દેશિ બાંધવો ઉદ્યોગે ન લગાડે
આપી કાંઈ જૂજ પેટિયું, ભમતાં કદી ન વારે !
તેઓ પણ કંઈ મ્હેનત વિણ જ્યાં અન્નોદક નિત પામે,–
બીજાઓને દેઈ શિખામણ લગાડેજ નિજ કામે !
આથી દેશ તણી સ્થિતિ માઠી થાતી જાયે નિત્યે !
પણ, હા ! આર્ય વિચાર કરે નહિ કાંઈ કદાપિ ચિત્તે ! !!

**આર્યસેન** ( उदासीनताथी ),–શિવ, શિવ, શિવ, શિવ !!!

**સુધર્મેન્દુ તથા રાજકુમારાદિ** } ( स–खेद ),–પ્રભૂ–પ્રભૂ !!!

**સુધારાપ્રભાકર,**—અહો પ્રભૂ !–આર્ય કુળનાઓની આવી, શરમ ભરેલી રીતિ તથા સ્થિતિ છે. તેઓએ યવનથી હાર પામી, **વ્હેમયવનને**

પોતાના પ્રદેશમાં માગ આપ્યો,-તે દિવસથી, તેમની સ્થિતિ-જેમ, આકાશમાં, સૂર્ય અને પૃથ્વી વચ્ચે ચંદ્ર આવ્યેથી, સૂર્યના ઉપર ચંદ્રની છાયા જેમ જેમ પડતી જાય, તેમ તેમ તેની આકૃતિ ઘેરાતી જાય છે તેમ-બદલાતી ગઈ; અને બધી છાયા પડવાથી, સૂર્યનો તદ્દન ગ્રાસ થાય તેમ-તેમની અંધકાર સ્થિતિ પણ થઈ ગઈ: અને આખરે, જેમ છાયા દૂર થતી જાય, તેમ તેમ તેનો દેખાવ કંઇક પ્રદર્શિત થવા માંડે તેમ-તેમની સુ-દશાનાં ચિન્હ, **સરસ્વતી**ની તથા **સુધર્મેન્દુ**ની પોતાના પ્રદેશમાં પ્રતિષ્ઠા થવાથી,-**નીતિ** આદિની થતી પ્રશંસાથી,-તથા **સ્વદેશવત્સળ** સમાનના ઉદયથી દર્શાય છે! અને ઈશ્વર કૃપાથી, આપણા મુલકમાં, વર્તતા જનોનો ઉદય રૂપી સૂર્ય પૂર્ણ રીતિયે હવે પ્રકાશિત થશે!!! **મ્હેમયવન**ની ઉશ્કેરણીથી મોભાગ્રબુદ્ધિશાળી આપણાં બાળકોએ મને જ્યાં પોતાના પ્રદેશમાંથી વિદાયગિરી આપી તેવેળા મને નાસતાંએ ભોંય ભારે પડી. અને આખરે દૂર પશ્ચિમના પ્રદેશમાં જઈ સંતાવું પડ્યું! તોપણ ઈશ્વર કૃપાથી, મેં, ત્યાં રહી, અહીં કેટલીક સત્તા મેળવી. તથાપિ અત્યંત દિલગીરી સાથે કહેવું પડેછે કે-આપણા પ્રદેશમાંના મારા કહેવરાવનારા કેટલાક નામ દેવા પણ નાલાયક, એવા માણસો, પોતાના દેશીય બાંધવોને, પોતે મારી તર્ફેણમાં છે એમ જણાવી, સમય આવ્યે, પોતાનો કૃત્રિમ દેખાવ બદલી દેછે: અને મારા નામને બટ્ટો લગાડે છે-એટલુંજ નહિ પણ, બીજા આર્યોની એ મારા ઉપરથી પતીજ ઉઠાવી દેછે! તેઓ મારા ભક્તજન કહેવરાવતા છતાં **મ્હેમયવન**ના મંત્રિ પરિવારના મતને અનુસરી, અદકચરા રહે છે. અને આમાં એ નથી રહેતા અને તેમાં એ નથી રહેતા-ધિઃક્કછે તેવાને !!!

**સર્વ**—ધિક્કાર, ધિક્કાર હજો આવા **દશમુખ રાક્ષસો**ને !

**સુધારાપ્રભાકર,**—આવી આપણા દેશમાં વસતી પ્રજાની સ્થિતિછે !

**આર્યસેન** ( શોકાતુર થઇને ),-અરે દૈવ ! હજુ પણ તું તારાં સાહિત્ય, મારા અસ્તમાં યોજતાં, તું વિરામ નથી પામ્યું ??? તું કેવું ક્રૂર ! અહો ઈશ્વર ! મારા ઉપર હવે ઘણી વીતી ! હવે તું કંઈ કૃપા કરી, મારા ઉપરનો દુઃખ-દાવાનળ દૂર કર ! મારા મંત્રિયોને તેઓના મંત્ર નિર્વિઘ્ને બજાવી, મારી પ્રજાને સુખી કરવા દે ! પણ, અરે ! મારે ઈશ્વરને ઠપકો દેવો જોઇએ ? હાં,

તેતો મારે મારી પ્રજાનેજ કહેવું ઘટેછે. પણ, હવણાં, **કુમાર** સેનાપતિ! તમારી બિના જાહેર કરો.

**કુમાર,**—મહારાજ ! જેવી **સુધર્મેન્દુ** તથા **સુધારાપ્રભાકર**ની સ્થિતિ તેવીજ મારી સ્થિતિ! મારા હાથ નીચેના આશ્રિત રાજાઓ–

(गीति).

વ્યસને ને વ્યભિચારે,ચક ચુર રહિ, રણ પલંગમાં ઘુમતા,–
પ્રજા તણા સુખની, કે નિજ સુખ કેરી છે ન ગતાગમ ત્યાં!
**જુલમયવન**ના સર્વે ગુલામ થઈ, કુપ્રધાન આજ્ઞા એ
માની, પ્રજા કનડતા, ગુલામ સ્થિતિમાં સર્વે દેખાયે !
અંતઃપુરમાં પોતે વિષય છંદમાં બન્યાજ ગુલતાન,
વાઘવરૂ મંત્રી નિજ રૈયત કનડે તેનું ક્યાં ભાન?
કુલટા સંગે રમતા મ્હેલવિષે જ્યારે હોયે પોતે,–
અંતઃપુરમાં થાતાં કર્મો કેરૂં ભાન હોય કોને?

વળી લોકોની સ્થિતિમાં શૂરાતનના સંબંધમાં કેવો વિચિત્ર ફેરફાર થયોછે !!!

(वसंततिलका).

વાતો કરે સ્વગુણ શૂર તણી ઘણી એ,–
(પણ) સામાન્ય પ્રાણિ કપિથી[२] દૂરથીજ બીહે !
તો શી પછી કરવિ વાત ધૃતિ[३] તણી ત્યાં
હોયેજ, નાથ, ભરિ કાયરતા ઘણી જ્યાં !!!

**સર્વે,**—વાહ વાહ !!!

**કુમાર,**—તથાપિ—

(दोहरो).

મિથ્યા માન મુકે નહિં. કોઈ કાળ કો ઠાર !
હાર્યો હાર્યો નવ કહે મમતે નર મરનાર !!!

**સદ્ગુણ
નીતિ
સંપભદ્ર
શીલ** } (सकरूणखेद).—

---

૨ વાનર. ૩ ધીરજ.

( राग झिझोटी—दादरो ).

દેશવટો અમે પામ્યાં દેશવટો રે !
વ્હેમ-રાજ્ય સમારંભે દેશવટો રે ! ! !-દેશ૦
કુમુદ[1] કમળ સમ અમે ખીલિયે,
સુધર્મેન્દુ કે સુધારાદિત્ય-ઉદયે !-દેશ૦
દેશ સેવા-યજ્ઞમાં, અમારા મંત્રરે
એહ બે [2]ઋત્વિજ વિણ કોણ સમજે-દેશ૦
અથવા સ્વદેશવત્સળને મંડળે
તારા[3] દિપિયે પ્રકાશ-બળે ઊજળે ! ! !-દેશ૦

(आर्यसेन तथा सुधर्मेन्दु आदि ऊंडो निश्वास मूकेछे ).

**સરસ્વતી,**—એમને તો કંઈ પણ ખુલ્લાં મેદાનમાં અથવા સ્થાનકમાં સ્વતંત્ર હરવા ફરવાનો પ્રસંગ મળતો હશે ! પણ હું તો-અરે હું તો-

(एते शुरे किधुं काम, कृष्णथि वैर क्यम कर्युरे ?—ए राह ).

અકળાઉં મુંઝાઉં અંધકાર, કથન કષ્ટ ક્યમ કહુંરે ?
સહું કેમ એ તમ[4] દુઃખકાર ? કથન કષ્ટ ક્યમ કહુંરે ?
અજ્ઞ વિકળ[5] કરે સદાકાળ, કથન૦
પૂરી મજુસ કપાટે! શું સાલ? કથન૦
કે પુરાઉં ગર્ભ-ગૃહે[6] કોઈ ઘોર,-કથન૦
કે બંધાઉં દૃઢ બંધને સ-જોર ! કથન૦
કે હું વ્હેતા જળે નદે ઝબોળાઉં ! કથન૦
કે હું દીન હીન છિન્નભિન્ન થાઉં ! ! ! કથન કષ્ટ ક્યમ કહુંરે ?

તથાપિ કેટલાક એવા પણ છે કે જે મને સારી સંભાળથી રાખેછે !

( सहर्ष )

(राग कालिंगडो.)

ધન્ય ધન્ય ગણું હું જન્મારો, કેકો આર્ય-બંધુ ગ્રહે બોધ મારો ! ધન્ય૦

---

૧ પોયણી. ૨ એ બે યજ્ઞના પ્રેરક ઋષિ સુધર્મેન્દુ અને સુધારાપ્રભાકર. ૩ ચાંદરણીચાંદરણીની ૪ અંધારૂં. ૫ આકુળ. ૬ ગોંધાર.

મારી સલાહ પ્રમાણે એ ચાલે, આત્મા મુદિત થાયેરે. નૃપ! મારો. ધન્ય૦

પણ આ દિવસોતો આ પચીસીમાં આવ્યા. નહિતો ઉપર પ્રથમ કહી તેવી મારી સ્થિતિ હતી, અને હાલ પણ તે બહુધા તેવીજ છે. માટે તેમાંથી ઉદ્ધાર પામી આગળના મંગળ સમય માટે હવે તો હું બહુજ ઉત્કંઠિત છઉં!

(राग बरवानो जिल्लो.)

પાછો તે સુદિન ક્યારે મંગળ પ્રકાશશે?–પાછો૦
પામી હું ઉદ્ધાર, યશ–કિરણો વિકાસશે
ક્યારે મુજ? દેહ દેશસેવામાં વિલાસસે?–પાછો૦
આજે આ સમાજ રાજ! ઉદયાર્થ ભાસેછે!
દેશ શત્રુ દૈત્ય દુષ્ટ **મ્લેમયવન** ત્રાસે છે–
મમ બંધુ તથા મમ મુક્તિ તણી આશ એ!–પાછો૦

**આર્યજન** (सानंदोत्साह),–સત્વરજ હવે સત્વર બ્હેની **સરસ્વતી**!!!

**લક્ષ્મી,**—હું સાંપ્રતકાળમાં પ્રથમ તે **ગુર્જરસેન**ના પડોશીના રાજ્યમાં **વિક્રમભોજ**આદિના છત્ર નીચે સ્વતંત્ર આનંદવિલાસમાં રહી! તે **ગુર્જરસેન**ના પ્રદેશમાં એ **શ્રીમયણલ્લદેવી** તથા મહાપ્રતાપી **જયસિંહદેવની** રાજ્યધુરાએ જય અને પ્રતાપ તથા દેશકલ્યાણ વર્તાવી રહી! પણ હવેતો–

( राग काफी-जीलो ताल दीपचंदी. )

પામી ભૂદાધરે, થતાં મ્લેમયવનતણું રાજ! પામી૦
કોઈ ભુમિગૃહ[1], કોઈ દિવાલમાં, સંચે, ઝીકે મને ટાંકામાંજ! પામી૦
કોઈ મજૂસ, પટારે પુરે કોઈ, ન મુજ દેશ૦ કાજ સજે કોઈ સાજ! પામી૦
સાર્વજનીન[2] તથા પારમાર્થિક[3] થાય ન મુજ રક્ષક જનથી આ કાજ! પામી૦
સ્વાર્થતણી સિદ્ધિ ચિત્તે રમી રહી વળાવી **શ્રી નગરે** પિતાગૃહ રાજ! પામી૦

વળી **યવનો**એ મને વ્હાણે ચડાવી, તથા અનેક યુક્તિયો કરી પોતાને દેશ મોકલી, ત્યાં હું કેટલેક દરજ્જે સારા અર્થમાં આવી, અને કેટલેક દરજ્જે નઠારા અર્થમાં પણ; અને તે નઠારા તે એવા કે અહીંની આર્ય પ્રજાને દુઃખ કરનાર! આજ કાલતો હું **અંગરાજના** પ્રદેશમાં આર્ય પ્રજાને

---

૧ ભૂમીગૃહ–ભોંયરૂં. ૨ સાર્વજનીન–લોકોપયોગી. ૩ પરમાર્થનાં.

સારી રીતિએ સુખકર થઈ પડું છઉં! તેમજ **ગુર્જરસેન** તથા **મહારાષ્ટ્રાદિત્ય**ના મંડળમાં! તોપણ આપણા આખા દેશ સમગ્રમાં નહિ. એ દિવસ હવે પાસે આવતો જોવાની મારી પણ અત્યંત ઉત્કંઠા છે.

**સ્વદેશવત્સળ,**—પૂજ્ય આર્ય પ્રતિનિધિ! સર્વે સભાસદોએ પોતપોતાને લગતો યથાઘટિત હેવાલ આપ્યો,-ત્યાર બાદ, હું સામાન્ય રીતિયે મારા દેશીય બાંધવોની સ્થિતિ કેવી છે તે જેટલું કહેવામાં નથી આવ્યું તેટલું કહુંછું!

**આર્યજન,**—અરે, સાંભળો, સાંભળો! આ હવે શું વધારે કહેછે તે.

**સ્વદેશવત્સળ,**—પ્રથમતો આર્ય **સુધર્મેન્દુ**ના વિષયમાં કહેવાનું તે તેમણે પોતાની **ચંદ્રકળા**નાં ભિન્ન ભિન્ન સમયનાં રૂપાંતરે યથાસ્થિતપણે પ્રદર્શિત કર્યાંજ છે-તેમાં કંઈ ન્યૂનાધિક રહ્યું નથી! પણ-હવે, મારા જે બાંધવો **સુધારાના સાથી** કહેવરાવે છે તેમના સંબંધી એજ નિવેદન કરવા યોગ્ય છે કે તેઓ માત્ર નામધારીજ છે! તેઓ **મ્હેમયવન**ના પરિવારથી દૂર રહેવા સંબંધી મોટાં મોટાં ભાષણ આપશે-પણ પોતે તો જળકમળ પ્રમાણેજ. તેમને પોતાને તો તેની કંઇએ અસર થવાની નહિ! તેઓ તે પ્રમાણે વર્તવાનો વિચાર તો સ્વપ્નમાં એ લાવશે નહિ! આમ-

(इंद्रसभानी गझलनी राहपर.)

કથન કથવા, વર્ત્તવાના, ભિન્ન છે પ્રકાર!
ફટ ફટ! શત વાર હજો એવાને ધિક્કાર!
આપે ભાષણ તેહ વેળા વદે વાત હજાર-
ભાષણ સ્થાન થાપણ મુકિ વિસરે તેવાર!!!

પણ, આ આપણા સર્વથી પ્રથમવંદનીય[2] સદ્‍ગૃહસ્થો, કરવું કઠિણ સમજી, કહ્યા પ્રમાણે કરવાની ધારણા ન હોવાથી, તે વાત કહે નહિ તો બેહેતર! પણ તેમ કરે ત્યારે સુધારકમાં પોતે કયાંથી ગણાય? સભાઓમાં કયાંથી પોષાય કે માન પામે? ફિટકાર, ફિટકાર હજો તેવા જનોને!

**સર્વે,**—ધિક્કાર-ધિક્કાર છે આ સુધારાના રણજંબુકોને[3]!!!

---

૨ પ્રથમ વંદનીય-બધાંથી પેહેલા નમસ્કાર કરવા લાયક-મૂર્ખ અથવા શઠ. ૩ જંબુક-શિયાળવાં-જેવા બ્હીકણ.

**સ્વદેશવત્સળ,**—જોઈશું તો-આપણા કોઈ ગ્રંથકાર, સુધારાનો અમુક નિયમ સર્વેએ પાળવો તે ઉપર વ્યાખ્યાન આપશે, નિબંધ લખશે, ભાષણ કરશે, કવિતા રચશે, તેને સારૂ સ્થપાયેલી સભામાં જશે-અરે તેમાં સામેલ થશે!-પણ જ્યારે તે કરવાનો પોતાને પ્રસંગ આવશે ત્યારે કાયરપણે મુખ સંતાડશે! કદાચ કોઈ અમલદાર રાજકીય કામકાજમાં પ્રવર્ત્તતી કોઈ અનીતિ ઉપર સખ્ત લખાણ કરશે, અને તેવાજ પ્રકારની અનીતિથી પોતાનાં કર્મ કલંકિત કરશે! કદાચ ન્યાયાધીશ વિગેરે હશે તે પોતે ન્યાયી કહેવરાવતાં છતાં પોતાના કુટુંબી કે વગવશીલાનું કે ઉપરીનું કામ આવ્યું કે પોતાના ન્યાયથી ચુકશે અને અન્યાય કરવા સુદ્ધાં તૈયાર થશે! આ આપણા આર્યો-આમને આપણે આર્ય, સુધારક, સુધર્મિનાં ઉત્તમ માનવંતાં પદ આપવાં!?!

**સર્વે,**—નહિ, નહિ! અનાર્યથી પણ તેઓ વધારે નીચ છે-એતે આર્ય શાના?

**સ્વદેશવત્સળ,**—અરે, વધારેતો શું કહેવું? **મ્લેચ્છયવનની** સામે સંગ્રામ સાહિત્ય સજવાને, પક્ષ દૃઢ કરવાને, નિર્માણ કરેલી મંડળીઓ પણ-કંઈ નહિ તો તેમના અગ્રેસરો-તેમના હાથ પગ અને તેમના મનોહૃદયરૂપ તેઓ પણ પોતાના સત્ય નિયમથી ચળે, તોપછી બીજાની તે શી વાત પૂછવી?

**સર્વે,**—તેવી સુધારામંડળીઓનો તથા તેવા સુધરેલા મનુષ્યોનો સર્વ પ્રકારે તિરસ્કાર હજો!!!

**સ્વદેશવત્સળ,**—**સંપભદ્ર, શીલ, સદ્ગુણ, નીતિ** વિગેરે સામાજીકોની નિવેદન કરેલી હકીકત બ્યાજબી છે-એમાં મીનમેષ પણ ફેર નથી! આ વાત તેમના તે વર્ણનથી અને મારા પોતાનાં ઉપર આપેલાં દૃષ્ટાંતથીજ સહજ વિદિત થશે.

**આર્યજન**—વાસ્તવિક છે!.

**સ્વદેશવત્સળ—લક્ષ્મીએ** તેમને પોતાને લગતી બીના દરસાવી તે યથાયોગ્યજ છે. **ગુર્જરસેનના** પ્રદેશના મહાજનો-મારો માત્ર તેમનાથી પરિચય વિશેષ છે તેથી હું તેમના ઉપર કટાક્ષ દૃષ્ટિથી બોલીશ કે તેઓ-**લક્ષ્મીને** પિયર વળાવી, પોતાના દુઃખાવસ્થામાં આવી પડેલા બાંધવોને

નિર્મુક્ત કરવાની શક્તિથી રહિત થઈ બેઠા છે! અને જેઓની પાસે તે-ની કંઈ પ્રસાદી રહી ગઈ છે તેઓ તેને કેદખાને નાંખી મુકે છે. તેઓ પોતાનાં બાળકોને વિદ્યારસ ચખાડતાં નિરંતર અચકાયછે, એટલુંજ નહિ, પણ પોતાના દેશીયભાઇઓનાં બીજાં વિદ્યાનાં વ્યસની બાળકોને-નિરાશ્રિ-તોને કોઈ પણ પ્રકારે મદદ આપતા નથી!

**આર્યજન,**—વાહ, વાહ-ઠીક વાત!

**સ્વદેશ વત્સળ,**—આ રીતની તો દેશના પુરૂષ વર્ગની દશા છે. સ્ત્રી-ઓની સ્થિતિ તરફ દૃષ્ટિ ફેરવિયે તો—

( इंद्रसभानी गझलनो राहपर. )

કમકમાટિ કોણ ખાય ન સુંદરી સ્થિતિ ભાળી!?!
હાય! વિષમ ડસ્યો ડશી **બ્હેમયવન કાળી**!—કમકમાટિ૦
શ્યાણી, સુજ્ઞ, શીળવતી જડપતિ કર ઝાલી,
જોડ અણઘટતિ ઘડાઈ, ભવને નાંખે બાળી!—કમકમાટિ૦
કોમળ કાંતાકુસુમ[2] મધુર શુભ પરાગ પામી,
જડ થડ[3] વર યોગ્ય શું એ! લાયક મુગ્ધ સ્વામી!—કમકમાટિ૦
કલેશ વૃષાકાળ ભિની, ચિંતા વાદળિ કાળી,
નિત્ય નિત્ય નિરખિ બાપડી ગાત્ર નાંખે ગાળી!!! —કમકમાટિ૦
સરસ્વતીપ્રકાશના ઉજેશ અંતર આપે.
સુંદરી બહુને, તે અજ્ઞાનથી સંતાપે!!! —કમકમાટિ૦

**આર્યજન,**—શિવ,શિવ,શિવ,શિવ!!! (एम कही सर्वे दीर्घ निश्वास नांखेछे.)

**સ્વદેશ વત્સળ,**—વળી તેઓમાંનાં ઘણાં ખરાં અભણ હોય છે! **બ્હેમયવને** તેઓના પર એવી અસર કરી દીધી છે કે ભણેલી સ્ત્રીઓનાં માબાપ ભાઈભાંડું, સ્વામી સહોદર દુર્બળ દશા પામે છે કે ગત થાય છે! પ્રભૂ, પ્રભૂ!!! વળી તેઓના વડીલનાં મન ઉપર તો આ રંગની સાથે વળી એ ચટક લગાડી દીધી હોયછે કે આવી સ્ત્રીઓ અનીતિવાન

---

૨ કાંતા-સુંદર સ્ત્રી રૂપી કુસુમ-ફૂલ. ૩ મુગ્ધ-અણસમજુ-બાળક જડથડ-થડિયા જેવા જડ-વૃદ્ધ: બાળ લગ્ન અને વૃદ્ધ લગ્ન ઉપર આથી કટાક્ષ છે.

નિકળે છે. પણ તેઓ સમજતા નથી કે તે વાત વાસ્તવિક રીતે જોતાં કેમ છે? તથાપિ, ઘણાં તો નહિ પણ થોડાંક તે જ્હેમો નહિ ગણગારી ભણે, ભણાવે છે. પણ, દૈવયોગે ખરાબ, દુઃખ કારક, અને નુકશાનકારક ઉપર દરસાવેલા ચાલને લીધે ઘણાં માઠાં પરિણામ નિપજે છે-તેનું અહિં બ્યાખ્યાન કરૂં તો બેશક સર્વ સભાસદોનાં નેત્રમાંથી એકાએક આંસુની રેલ પોતપોતાની મર્યાદા મુકી ચાલે!

**સર્વ**—એમાં શું કહેવું?

**સ્વદેશવત્સળ**,—આ પ્રકારે મારા દેશી બાંધવ સમગ્રની અવસ્થા છતાં-તેમની બુદ્ધિ એવી તો જડ થઇ ગઈ છે કે તેમને આ બધાં દુઃખ સુખ જેવાં ભાસે છે! શો મોહ? શી જડતા? શી દુર્દશા?

( राग आशा गोडी. )

જડતા ગઈ પામી બુદ્ધિ, સ્વદેશિની, જડતા પામી ગઈ બુદ્ધિ૦
દુઃખ દાવાનળ સળગી રહ્યો શિર, ધૂમે વંટોળ તોય ન શુદ્ધિ—સ્વદેશિની૦
આમ **અનીતિરાહુ** કરે ગ્રાસ આમ આયગ્રહો ગતિઉંધી!!!-સ્વદેશિની૦
સંકટ વિકટ વહે પૂરપેરે, પરવશને શીજ પ્રબુદ્ધિ! ?! —સ્વદેશિની૦
સર્વ અનર્થ-પરંપરા ભાસે ગઈ હાય! સદર્થ સમૃદ્ધિ !!!—સ્વદેશિની૦

**આર્યજન**—પ્રભૂ-પ્રભૂ !!! ( एम कही निश्वास नाखे छे )

**સ્વદેશ વત્સળ**,—તેઓ **હેમયવન**ની બાંધેલી નાતની બેડીથી **સુધારાપ્રભાકર**નું જ્યાં પરિબળ હોય છે ત્યાંની અવસ્થાના ચિત્રનું અવલોકન કરવા જવા પગથી શકત નથી. અહા! કેવી કેવી શોકમય સ્થિતિ?! શિવ! શિવ! શિવ! શિવ!!! તેઓની ગુલામથી પણ કેવી ભય ઉપજાવે એવી અને વિશેષ ખરાબ અવસ્થા!?! પ્રભૂ! પ્રભૂ! પ્રભૂ!:!

(एम कहो उपरनुं पद फरी गाय छे अने परम शोकमय थई पोताना आसनमां पडे छे—पण पाछो सचेत थाय छे. सर्व समाजिकोनी पण तेवीज स्थिति थाय छे. तेमां आर्यसेन अने राजपुत्रोनी सर्वथी विशेष.)

**प्रतीहारी** (प्रवेश करीने.),—મહારાજ!

( गीतिवृत. )

સદ્‌ગુણને નીતિમાં શ્રેષ્ટ, રૂપમાં અપ્રતિમેયા જે

સ્વતંત્રતાને તેમનિ સ્વદેશપ્રીતિ સખી અહિં આવે !!!

**આર્યસેન** (સાનંદાશ્ચર્યે)—એ બાળિકાઓ ઠીક સમયે આવી પ્હોચી! ક્યાં છે તે ? સત્વર બોલાવ.

**પ્રતીહારી,**—આજ્ઞા દેવ ! (परिक्रमण करी स्वदेशप्रीति तथा स्वतंत्रता साथ प्रवेश करता) આમ, આમ પૂજ્ય બાઈ સાહેબો ! (सर्वे परिक्रमण करेछे.)

**બંને,**—રાજાધિરાજ, નમ્રતાપૂર્વક અમે આપને વંદન કરિયે છેયે ! (एम कही पोताने आसने बेसेछे.)

**આર્યસેન,**—કલ્યાણિકે ! મારી પ્રજાને સુખ કરનારાં થાઓ !

**સ્વદેશપ્રીતિ,**—મહારાજની શી આજ્ઞા હશે ?

**આર્યસેન,**—આ અહિં આજ સમાજ ભરવાનો હેતુ તમને વિદિત હશેજ ?

**સ્વતંત્રતા,**—આર્ય ! પ્રતીહારીથીં કેટલુંક વિદિત થયું છે. તો હું મારી દેશમાં સ્થિતિ કેવી છે તે નહિ કહું તોપણ તે સર્વ સભાજનોને માલુમ હશેજ.

(इंद्रसभानी गझलनी राहे.)

અપશુકની ચરણ વ્હેમપવનના જે વાર,
ભરતભુવન થયા, પામિ અસ્ત હું અધિકાર !
બંધુનો સહવાસ ગયો, ગિરિ ગુફા હું પામી,
વનચર ધરિ વૃત્તિ તદપિ આર્ય-અંતર્યામી !
હિમગિરિ ઉચ્છંગમાં હું એલું રૂદ્રરૂપ !
પટ શિવાલિક[1] આડો રહ્યો ! તુજ ભવનથી ભૂપ !

તથાપિ,—તેટલે દૂર છતાંએ ઇશ્વરેચ્છાથી સ્વદેશવત્સળને પ્રિય તથા દેશોદ્ભવ સુચિન્હથી આજ અહિં આ હું છઉં ! પણ મારા સર્વ આર્યબંધુઓને હું જલદી સામાન્યતાએ સુખ આપનારી થઈ પડું એવા સમય હવે જલદી ચાહુંછઉં !

**સ્વદેશપ્રીતિ,**—

(राग काफी जीलो-तालदीपचंदी)

અવત્તા માગરિ હે ! થઈ સર્વ થકીજ વિશેષ !— અવત્તા૦

---

૧ શિવાલિક પહાડનો પડદો.

કોઈ નહિ-ગણગારી રહ્યું મને-અરે! હાલ પણ છે કોનો નેહ લેશ? અ૦
હું દુઃખિયારી સુખી ના કરી શકિ કોઈ દિન બંધૂ મારાં પરમેશ! અ૦

તથાપિ મારા સહોદર **સ્વદેશવત્સળ** મિત્રાદિ વર્ગમાં હું વિશેષ માન પામું છઉં તેટલું મારે દૈવે જોર કર્યુંછે. તે છતાં પણ સર્વેના મન ઉપર મારી સત્તા ચાલે તેવા સમયની ઘણીજ અધીરી થઈ હું વાટ જોઉંછઉં!

**આર્યજન,**—બાપુ, ધારણ ધર-એવા પણ સમય આવશેજ! હવે તે દૂર નથી.

**આર્યસેન** (ગંભીરતાથી આસને ઉભા રહી),—મારા ભારતવર્ષીય પુત્ર પુત્રીઓ! તમારા આ વૃદ્ધ વડીલનાં આ બેએક વચન ધ્યાનમાં લેઈ, તેના ઉપર વિચાર કરો! તમે તમારાં વ્યગ્ર અંતઃકરણને, તમારા ઘરમાં, અથવા કોઈ એકાંત સ્થળમાં થોડોક સમય બેસી, શાંત કરી, કંઈ આપણો ઉદય થાય તેમ મનન કરો! આ વેળાએ તમારાં અર્ધાં અંધ થયેલાં ચક્ષુઓમાં કંઈ જળ રહ્યું હોય તો તમારા વડીલ અને તમારા શુભેચ્છક, તથા સુખકર્તાની આવી માઠી દશા જોઈ, તથા તેમનો દુઃખદાવાનળ નિહાળી, અશ્રુરૂપે પાડી, તે દાવાનળ બુઝાવી નાંખો! તમારાં હૃદય છેક કઠિણ ના થઈ ગયાં હોય તો તેઓનાં, મૂગાને પણ તેમના પોકારનું વર્ણન કરતી વાચા આપે એવાં, કષ્ટ, અનંત, અપાર, અને અમાપ જોઈ-તમે સદય-હૃદય થઈ, વિચાર કરી, તે બધું ધ્યાનમાં લેઈ, તે દૂર કરવાને હિંમત ધારી ઉઠો-ઉઠો-અને ઉઠો! **વ્હેમયવનને** તથા તેના પરિવારને દળી નાંખવા તમારી સહાયે આવેલા આ તમારા ભલુઈચ્છનારનાં વાક્ય સાંભળી, એકદમ આયુધ સજી, ઉઠો-અને **વ્હેમને** આપણા પવિત્ર આર્યદેશમાંથી હાંકી કાઢો! તેમનો થતો જુલમ તમે હવે વધારે વાર મૂગે મોઢે ન સહો! ઘણા દિવસ તમે તમારા દુશમનને પાળી પોષી મોટો કર્યો. તેણે તમારો ગુણ ના જાણ્યો, અને તમને છેહ દીધો. તે તમનેજ ઈજા કરવા તત્પર થયો! તો જલદીથી શસ્ત્રથી તેનો શિરચ્છેદ કરો! હવે તેને વધારે વાર નિર્ભય રહેવા ન દો! પ્રથમ તમારી સાથે તે છળ કપટથી વર્ત્તી તમારા ઘરમાં પેઠો, અને પછી તેણે તમને ત્યાં રહી બહુ ફોસલાવ્યા પટાવ્યા અને આખરે ફસાવ્યા. પાડોશી ફીટી તે હવે ઘરધણી થયો-તો

હવે તેને રાજનીતિયે દૂર કરો!

તમને વળી એકવાર ફરીથી કહુંછું કે તમે જાગૃત થાઓ! અને **વ્હેમયવન** સાથે રણમાં બહાદુરીથી લડી, તેનો પરાજય કરી, તેની પાસે આપણો **ભરતદેશ** ત્યજાવો! મારા સેવકો અને મારા પુત્રો! તમે પણ તમારાં સૈન્ય તૈયાર કરાવી **વ્હેમયવન**ની સામે જંગ મચાવો અને વિજયી થઈ, સ્વતંત્રતાના ધવળ ઉજ્જવળ વાવટા ફર ફરાવો!!!

**સર્વે,**—તથાસ્તુ!!!

**આર્યસેન,**—પ્રથમતો મારા વ્હાલા, પુત્ર **ગુર્જરસેન**! તને કહેવાનું કે તારા પ્રદેશમાં **વ્હેમયવન** પોતાની સ્વતંત્ર સત્તાથી રાજ્ય ચલાવી રહ્યોછે તેનો વધ કરી-તેનો પ્રધાન **અધર્માસુર** તારી પ્રજાનાં લોહી ચુસેછે તેને પકડી-તેને ફજેત કરી, તેને નિર્વંશ કરી, **અનીતિરાહુ**, **જારસિંહ**, તથા **વ્યસનસિંહ** તારા ખંડિયા રાજાના દરબારમાં તથા દેશમાં મોકળે મ્હાલે છે, અને તારા પોતાના તથા તારા ખંડિયા રાજાના દરબારમાં સુખે નિવાસ કરેછે, તેમને સર્વને બંધીવાન કરી, તેમની ફજેતીના ફાળકા ઉરાડી, તેમના બધા પરિવાર સાથેએ તેમને ફના કરી નાંખ! વળી **કુસંપિકા**, **ઈર્ષ્યા** અને **અવિદ્યા** પિશાચણીઓ તારાં પ્રજાબાળકોનું લોહી શોસેછે તેમને પકડી, **લક્ષ્મી**ના પિતાને હસ્તગત કરી, તેને પોતાના અંધકારથી ભરપૂર પ્રદેશમાં, કે તેથી પણ વિશેષ અંધકારવાળા ભાગમાં ગુંગળાવી મારી નાંખવા હુકમ કર! અને **અલક્ષ્મીવારૂણી**ને ફજેત કરી તેના પિતાને ધામ, પશ્ચિમદિશામાં યવનના મુલકભણી મોકલી દે! **વ્હેમયવન**ના પુરસ્સર **અનભ્યાસ**ને ગરદનમાર-અને તારો પ્રદેશ નિષ્કંટક કરી **સ્વદેશવત્સળ** તથા **સ્વદેશપ્રીતિ**ની સૂચના પ્રમાણે વર્ત!

**ગુર્જરસેન,**—જેવી ભારતશિરશ્છત્રની આજ્ઞા! ઈશ્વર મને તે સદર્થ પાર પાડવાનું બળ અને બુદ્ધિ આપો!!!

**આર્યસેન,**—તથાસ્તુ!!! બાપુ **માહારાષ્ટ્ર** અને **વંગરાજ**—આ બોધ કંઈ માત્ર **ગુર્જર**ને માટેજ છે તેમ નથી. તે તમને પણ બહુ ઉપયોગનો છે. તેના અક્ષરે અક્ષર તમારે વીણી લેવા તથા હૃદયમાં દૃઢતાની સુવર્ણશલાકાથી કોતરી રાખવા ઘટેછે. તમારા પ્રદેશમાં કહેછે કે **વારૂણી**

અને વ્યાભિચારે જે સત્તા મેળવી છે તે દૂર કરી તેમના પગ હાલમાં જોરમાં છે તે ભાગી નાંખી ગુર્જરસેન સાથે એકાત્મતાથી વર્ત્તો!

| | |
|---|---|
| મહારાષ્ટ્રાદિત્ય તથા અંગરાજ | (સવિનય.)—જેવી પિતૃ-તીર્થની ધર્માજ્ઞા! જગદીશ્વર, તું અમને અમારા ભગીરથવ્રતમાં સામર્થ્ય અને સિદ્ધિ તથા સાધન સાહિત્ય આપ! |

આર્યસેન,—જરૂર, તે સર્વ મંગળનો પ્રયોજક કરૂણાર્ણવ પરમેશ્વર તમને જયજ આપશે, અને મારી પણ તમને તેજ આશિષ છે? કુરૂ અને મારા બીજા બધા પુત્રો! તમે તમારા પ્રદેશમાંના સર્વ વીર પુરૂષોને જાગૃત કરી, તમારા આ ત્રણ બાંધવની મદદમાં મોકલી, દેશ, મ્હેમયવનની પરતંત્રતાની બેડીમાંથી મુક્ત કરો! બાપુ સ્વદેશવત્સળ! તે વેળા તારા પેલા ઉપવનમાં, વૃક્ષની છાયામાં મેં દેવાંગનાને સ્વરૂપે, મારી પુત્રીઓ સાથે દેખા દેઈ, મારી દશા ચિતરી હતી,—તથા જેની મેં સોંપરત કરી હતી, તે સૌ વાત લક્ષમાં લાવી,—તે પ્રમાણે ચાલી, તું મ્હેમયવનના નાશને આદ્યે અને અંતે, તારી શિખામણનો, અમને બધાંને, તારાં ભાઈ ભાંડુને, લાભ આપજે: અને નિરંતર જય મેળવી,—સુધર્મેન્દુના ધવળ ઉપદેશથી યશસ્વી થઈ, સુખશાંતિમાં, જગત્પિતા પરમેશ્વર પાસેથી તારાં શુભ કલ્યાણકારક કર્મનાં મંગળ ફળની ભેટ પામજે! તથાસ્તુ!!!

સ્વદેશવત્સળ,—આપનાં મંગળ આશિર્વચનની પ્રસાદીનાં પુષ્પ હું મારે મસ્તકે ચડાવુંછું—અને આપની સેવામાં તે મસ્તક અને મારા પ્રાણ, સમય આવ્યે અર્પણ કરવા, પ્રતિજ્ઞા લઉંછું!

આર્યજન (સાનંદાશ્ચર્યે),—સાબાશ, સાબાશ! ધન્ય છે આ ઉત્સાહવીર ભક્તને! જય જય સ્વદેશવત્સળ—જય જય આર્યાધિરાજ મહેન્દ્ર—જય જય જય જય.

આર્યસેન,—સુધર્મેન્દુ, સુધારાપ્રભાકર, કુમાર, સંપભદ્ર આદિક મારા સર્વ કુટુંબિજનો!!! તમે પણ તમારા શુભ પ્રયત્નમાં મંડ્યા રહો—અને અંત્યે જય મેળવી, મારી પ્રજાને સુખી કરો,

સર્વે,—તથાસ્તુ!!!

આર્યસેન,—પ્રજાજનો અને મારાં બાળકો! તમે પણ તે સુખનાં ફળ

સત્વર આપો એવી ઇશ્વરને હું ખરા અંતઃકરણથી પ્રાર્થના કરૂંછું તે ફળી-ભૂત થાઓ! તથાસ્તુ! (भक्ति तथा श्रद्धापूर्वक एकाग्रताथी) અહો સર્વજ્ઞ, સર્વ શક્તિમાન, સર્વ વ્યાપક, પરમાત્મન્ નિરંજન પ્રભૂ! અમે જે ધારણા કરિયેછિયે તે સફળ થવાની તારી ઇચ્છા ના હોય તો તેમાંનું કંઇપિણ વળે નહિ. માટે હે ઇશ્વર કૃપા કરી તારા પુત્રના સર્વ મનોરથ પાર પાડી, તેને તથા તેના પરિવારને સુખી કરજે! ઓમ્ શાંતિઃ, શાંતિઃ, શાંતિઃ!!!

**આર્યજન,**—શ્રી **આર્યસેન** મહારાજાધિરાજ મહેન્દ્રનો જય! જય, જય, જય ભારતવર્ષનો! જય **સ્વદેશવત્સળ**નો! જય ઉદય હો **સુધર્મેન્દુ**, **સુધારાપ્રભાકર**નો, તથા **સ્વતંત્રતા**નો! જય, જય, જય હો જય!!!

(आर्यसेन, आ मंगळवचनना जय शब्द थइ रहेछे, तेवामां पोताने आसने गंभीरताथी विराजमान थायछे.)

**સ્વદેશવત્સળ,**—ભારતવર્ષીય આર્ય બંધુજનો! ભરતખંડનાં પુત્ર પુત્રીઓ! અને આર્યાવર્તના રાજા મહારાજાદિઓ! પરમ શ્રીમાન્ મહેન્દ્ર શ્રી **આર્યસેન**ની સૂચના પ્રમાણે બેશક આપણે વર્તવું જોઇએ! આપણે આપણા દેશમાંથી, **મ્હેમયવન**ની સામા દારૂણ યુદ્ધ કરી, જીવ આપવો પડે તો તે એ આપીને પણ તેને હરાવીને દેશને તેની સર્પ-ચૂડથી મુક્ત કરી,—આપણે સર્વ આર્યકુળના છિયે, તે વાસ્તવીક રીતે પણ તેજ છિયે તે બતાવી આપવું ઘટેછે! **મ્હેમયવન**ની સેના અસંખ્યાત હોય તોયે શું?

(छपय.)

સિંહબાળ, વિકરાળ, એક, અતળીબળ, ફાળે
કુદી,—ગર્જના ઘોર કરી,—વિજળી સમ ઝાળે
જળતાં નેત્ર વિકાસિ,—પુચ્છ ધ્વજપટ શિર નામી,—
પંજો ખડગ સમાન વજ્ર અતિ ઉગ્ર ઉગામી,—
ધરણી તળ વ્યોમ ધ્રુજાવિને જૂથ હજારો હાથિના
પીસી નાખે પળમાં! ભલે—હોયે મસ્તિનાં ભર્યાં!!!

તમારૂં બળ થોડું છે તોપણ—

(दोहरो).

અલ્પ મહત સન્મુખ થતાં તેજ પામશે પૂર-

પૂનમે તેજસ્વી અતિ શશિ સન્મુખ જો સૂર !
માટે તે કાર્ય ઝટ આરંભી પૂર્ણ કરો !

**આર્યસેન**,—પ્રિય બાળકો ! હવે તમે તમારી મેળે તમારૂં કામ ઘટિત પ્રયાસથી કરજો. હું જાઉંછું. (वेत्रवती प्रत्ये) આર્યે વેત્રવતિ ! માર્ગ દાખવ !

**વેત્રવતી** (परिक्रमणकरता),—આમ, આમ, મહારાજ !

(बंने जाय छे.)

---

# પ્રવેશ ૨ જો.

**દૂત** (प्रवेश करीने).—મને લાગેછે કે અદ્યાપિ સભા વિસર્જન થઈ નહિ હોય; એમ હોય તો કેવું સારૂં !! આ કામ બહુ ઉતાવળનું છે—ઘણુંજ છાનું રાખવા જોગ અને ઉપયોગી છે. માટે મારે સત્વર સભામાં જાહેર કરવું જોઇએ ! (परिक्रमण करता) વિદ્યારણ્ય તો આજ, નહિ ? હા, પણે સભામંડપ જણાય ! ચાલ જાઉં (एम कही जायछे.)

---

# પ્રવેશ ૩ જો.

( राजकुमारादि सर्व सभासदो पोतपोताने स्थाने विराजित छे. )

**પ્રતીહારી** ( प्रवेश करीने ),-રાજ સભાસદો ! ઘણી ત્વરાથી અને ઘણે છેટેથી એક દૂત આવ્યો છે તે સભાને કંઈ સંદેશા કહેવાને અધીરો થઈ રહ્યો છે ! આજ્ઞા હોય તો આવે.

**સર્વે** (सोत्कंठ),-હાં-જલદી આવવાદો. ( प्रतीहारी जाय छे. )

**સુધર્મેન્દુ**—( स-वितर्क ),-મને લાગે છે કે મ્હેમપવનને લગતી બાતમી લઈ એ હલકારો આવ્યો હશે ! જોઇએ જોઈ શું નિકળે છે ? (एटलामां दूत तथा प्रतीहारी प्रवेश करे छे).

**પ્રતીહારી** (दूत-प्रत्ये.),-આ સભા જનો બેઠા-તેમને જણાવવું હોય તે જણાવ !

**દૂત**,—રાજસભાસદો ! મહેન્દ્ર આર્યસેનની આજ્ઞાથી કાંઈ કામ

સર હું જતો હતો તેવામાં ક્ષિતિજ ઉપર સૂર્યતેજ પડવાથી ચળકતી ક શાની હાર દીઠી! અને મેઘ મંડળ ચડી આવતું હોય તેવું નજરે પડ્યું! ત્યાં મેઘાડંબર, ગર્જના, અને વિજળીના ચમકારા થતા હોયએવું મનેભાસ્યું!

**સર્વ.**—( सोत्कंठ ).-પછી, પછી—

**દૂત,**—પછી, થોડીવારે હું જોઉં છઉં તો લડાઈની બધી સામગ્રી સજી કોઈ મ્હોટું લશ્કર આવતું દીઠું. તેમાં **વ્હેમયવન, અધર્માસુર. જોરસિંહ, વ્યસનસિંહ, પક્ષપાત** આદિ, પોતપોતાની ટુકડીઓ સાથે, સર્વ યોદ્ધા, નખ-શિખ આયુધધારી દીઠા. તે ઉપરથીજ તે ક્યાં જાયછે તે વાત જાણી લેઈ આપને જાહેર કરવા,-હું ત્યાંથી એકદમ નિકળ્યો તે દરબાનીદેવડીએ આવી અટક્યો. મને હવે વિશેષ બાતમી મેળવવા જવાની આજ્ઞા છે?-

**સર્વ,**—( अति आतुरताथी),-હા, હા તું જલદી જા. ( जाय छे.)

**સુધારાપ્રભાકર**—રાજપુત્ર! આપણા મેળાપની વાત **વ્હેમસિંહના** કોઈ બાતમીદારે તેને જણાવી હશે; તેથી સર્વ સૈન્ય સજી, લડવા આવ્યો છે-તો આપણે મહારાજની આજ્ઞા પાળી. તેનો મનોરથ પૂર્ણ કરિયે,—

**સ્વદેશવત્સળ,**—અને દેશને મુક્ત કરિયે!

**સુધર્મેન્દુ,**—જેવી ઈશ્વરેચ્છા!

**સંપભદ્ર,**—હવે વખત ગાળવાનો સમય નથી.

**રાજપુત્રો,**—.-પ્રતીહારિ! અમારા સૈન્યને આયુધ ધારણ કરી લ-ડવા સારૂ તૈયાર થઈ આવવાની આજ્ઞા કર.

**પ્રતીહારી,**—જેવી સ્વામીની ઇચ્છા. ( जाय छे.)

**સુધારાપ્રભાકર,**—કુમાર! આપણું સૈન્ય પણ તૈયાર કરો.

**કુમાર,**—અયિ પરિચારક! સેના સહિત આપણા મંડળિક રાજાને રજુ થવા હુકમ કર. ( परिचारक "वाह" कही जाय छे.)

**સ્વદેશવત્સળ**—આર્ય બાંધવો! હવે આપણા દેશને મુક્ત કરવાનો સમય સમીપ આવ્યો છે તે વેળા અડું આર્યનામ શૌર્યથી દીપાવી દેવા તૈયાર થાઓ!

(सर्वे परिक्रमण करे छे.)

# પ્રવેશ ૪ થો.

( દુશ્મનની સેનામાંથી રણતૂર અને વાદિત્રના ઘોષ સંભળાય છે. આર્યસૈન્ય સહિત પ્રતીહારી, તથા મંડળિક સેના સહિત પરિચારક પ્રવેશ કરે છે).

**પરિચારક** ( રાજ સભાસદોને હાથ જોડીને ),-મહારાજ ! બધું તૈયાર છે.

**રાજ કુમારો,**—ચાલો, ત્યારે-તમારી દુશ્મનના લોહીની તરસી તરવારને તૃપ્ત કરો !

( સર્વે સેના સહિત વાદિત્રનાદ કરતા પરિક્રમણ કરે છે. સામેની દિશાથી મ્હેમયવન, અધર્માસુર, અનીતિરાહુ, જારસિંહ, વ્યસનસિંહ, પક્ષપાત, કુસંપિકા, વારૂણી, ઇર્ષ્યા, અવિદ્યા, અનભ્યાસ, પરતંત્રા તથા મ્હેમયવનની બધી સેના દમામથી પ્રવેશ કરે છે.)

**કુમાર,** ( આગળ આવીને ).-અહો શૂરા સૈનિકો ! સંગ્રામમાંથી પાછી પાની કરી, કુળને-નામને-આર્યપદને કલંકિત નહિ કરી, આ રાક્ષસોના હાથમાંથી દેશને મુક્ત કરવા માટે બહાદુરીથી લડો તથા યશસ્વી થાઓ ! ચાલો ત્યારે—

( રણગીત )

ધસો સૌ ધસો ઝપટ રણમાં !
વસો નહિ અંતર કાયર-તા ! (૨)
ધુમો રણજંગ ખૂબ ઝૂમો !
શત્રુદળ કંઠ ખડગ ચૂમો ! ! !
લહો લ્હાવો કરિ કેસરિયાં—
ફરિ ફરિ એ દિન હોય ક્યહાં ! ? !
દેશ નિજ કાજ દેહ ધરવી—
કીર્તિ અપ્સરા અમર વરવી !
તીક્ષ્ણશર-કુસુમ સુ વરસાવો !-

લોહિ એ રંગજ ઉડાવો !–
જુદ્ધ હિંડોળે મ'સ ઝૂલો !–
ફાગ એ અથાગમાં ડૂલો ! ! !
અહા ! આનંદ વીર રસ જ્યાં,–
મોત–ડર દુઃખજ ફરકે ક્યાં ?
ચલો ઝટ ભૈયા લડવૈયા !
રમો રણ–નર્ત્તન તતથૈયા !– ધસો સૌ૦

( नेपथ्यमां रणवाद्य वागे छे--अने आ सूर उपाडी लेवामां आवे छे: तथा एक लश्कर कुच करतुं संभळाय छे.)

**અનભ્યાસ**—( सामा पक્ષमांथी लथडियां खातो आगळ आवी ),–
અહો બાંકા સુભટો! તમે એકવાર હાથ આવેલા રાજ્યની સાહેબી અને મજાને માટે રણમાં ખેલવામાં તમારી બાંકાઈ દાખવો! ( कुमारने जोइ) અરે આર્ય કુળના ! તું કોઈ શત્રુપક્ષનો શૂરવીર હોય તો આવ, મારી સાથે દ્વન્દ્વ યુદ્ધમાં મેદાન પડ.

**કુમાર** (सोत्साह),—અલબત્ત! સ્વદેશના મોક્ષને માટે લડવામાં કોણ વિલંબ- કોણ સંકલ્પ વિકલ્પ-કોણ પાછી પાની કરે? અને કરે તો તેને કોણ શૂરવીર–કોણ એક ખરો આર્યબાળ કહે ? આ યુદ્ધમાં ઘૂમવું તે આપણો ધર્મજ છે બાંધવો–અને સિપાહી બહાદુર પેહેલવાનો ! જયજય મહેન્દ્ર ભરતરાજનો જય ! ! !

**સૈનિકો**,—જય, જય, જય, જય આર્ય વર્ણનો–આર્ય દેશનો–આર્ય ધર્મનો! જય—જય ! ! !

**કુમાર** ( अनभ्यासने ),—આવી જાઓ–તમે પણ અમારા આર્ય હાથ કેવા છે તેનો સ્વાદ તો લો ! ચાલો–આ મારી શક્તિ તમારા હૃદય સરોવરમાં લોહીની છોળોમાં ઝીલવા તત્પર થઈ રહી છે. જય જય–મહેન્દ્ર આર્યસેનનો–જય જય ! ! !

( एम कही द्वन्द्व युद्ध करता पोते परिक्रमण करे छे. )

# પ્રવેશ ૫ મો.

( રણનો બીજો બાજુએ )

**રાજકુમાર** તથા **સુધારાપ્રભાકર**,—આવો ! અમારી સાથે યુદ્ધ કરવા કોઈ સુભટ દુશ્મન દળમાંનો હોય તે-આવો કોઈ બળિયો મહારથી અમને યુદ્ધદાન આપવા, આવો કોઈ શૂરવીર ! અમારા ઘોડા તેના મુગટને ધૂળમાં રગદોળવાં થનથનાટ કરી રહ્યા છે !

**વ્હેમપવન જારસિંહ તથા વ્યસનસિંહ** (આગળ આવી ),-અમે યુદ્ધ કરવાને તૈયાર છૈયે. એક તરફથી તમે પાંચછો, તેમની સામે અમે ત્રણ તુમુલયુદ્ધ કરવાની હિંમત ધરાવિયે છિયે.(लडतां लडतां सर्वे पडदामां जायछे.)

**પરતંત્રા તથા ઈર્ષ્યા** ( स्वतंत्रता तथा स्वदेश प्रीति तरफ आंगळी बतावी ),--અહો તમારા લોહીનાંજ તરસ્યાં છૈયે ને ! ચાલો દ્વંદ્વયુદ્ધ આપો!

**સ્વતંત્રતા** તથા **સ્વદેશપ્રીતિ**,—આ અમે તૈયાર છૈયે. આવો !

**પરતંત્રતા** (સ્વદેશવત્સળને),-અરે સુભટ ! તું હજુસુધી દૂરનો દૂરે કેમ ઉભો છે ? તું અને આ બે વીરબાળિકા-તમે ત્રણ મારી અને ઈર્ષ્યા સાથે તુમુલ યુદ્ધમાં સામેલ થાઓ.

**સ્વદેશવત્સળ**,—હું સ્ત્રીને મારવી પડે માટે તેની સાથે યુદ્ધ નથી કરતો-તોપણ સ્વદેશને અર્થે કંઈ દોષ નહિ ગણી, તારી માગણી કબુલ રાખુંછું. પણ પેહેલાં તું ઘા કર. (एम कही बधा तुमुल युद्ध करता परिक्रमण करेछे.)

# પ્રવેશ ૬ ઠો.

**કુમાર** (रणना बीजाज भागमां परिक्रमण करता-सवितर्क),-અહો ! તે બિચારો મારી સાથે દ્વંદ્વ યુદ્ધ કરનારો **અનભ્યાસ** ધૂળમાં રગદોળાતો આ પડ્યો ! હવે એને શું કરવા હેરાન કરવો ? ( राजपुत्रआदिना तुमुल युद्ध तरफ द्रष्टि करी) અરે ! પણે, રાજપુત્રો કુમળી વયના અને પેલા અનુચર સહવર્તમાન મજબૂત જોરાવર કદાવર રાક્ષસો લડેછે-તે બરોબર ક્યાં ઉ-

તરફથી! ચાલ હું તેમની મદદે જાઉં.

(एम कहीं ते तरफ परिक्रमण करेछे.)

# પ્રવેશ ૭ મો.

**સ્વતંત્રતા** (रणना एक भागमां प्रवेश करता सचिंत),–આ **પરતંત્રતા** અને **ઈર્ષ્યા** રાક્ષસીઓ તો બિચારી મડાતુલ્ય થઈ પડી! અરે તેઓના પ્રાણ તેમના દેહને તજીને જતા રહ્યા છે!?! પણ અરે દૈવ! આ મૂર્છામાં ઢળેલી **સ્વદેશપ્રીતિ**, અને જેને હું પ્રાણ સમાન અથવા તેથી એ વધારે વ્હાલી–અને જે મહેન્દ્ર આર્યસેનના લાડીલા–આર્ય **સ્વદેશવત્સળ**–તે ઘાયલ પડ્યા છે તેનું કેમ કરવું? (आसपास जोइ) અરે–આટલામાં કોઈ છે કે? (संपभद्रने जोइ.) અરે ભાઈ **સંપભદ્ર**! મને લગાર આમને તંબુમાં લઈ જવા સહાય થાઓ! (एम कहीं स्वतंत्रता तथा संपभद्र मळी स्वदेशवत्सळ अने स्वदेशप्रीतिने तंबु तरफ लेइ जाय छे.)

# પ્રવેશ ૮ મો.

**સંપભદ્ર** (पुनःप्रवेश करता),–અરે પેલી દુષ્ટ રાક્ષસી આવે છે તેને દંડ યુદ્ધ આપું. (एम कहीं तेना तरफ परिक्रमण करेछे.)

**કુસંપિકા** (सामी आवी, शस्त्र उगामी),–અરે મારા કટ્ટા વેરી સંપ હું તનેજ શોધું છઉં ને—(एम कहीं संपभद्र उपर धसेछे; बंने युद्ध करतां परिक्रमण करेछे.)

# પ્રવેશ ૯ મો.

**સુધર્મેન્દુ** (रणना एकांत भागमां, सवितर्क),–દુશ્મનનું બળ હજુ વધતું જાય છે! **સ્વદેશવત્સળ** જખમી થયો છે! પણ પ્રતીહારના કહેવાથી જણાય છે કે તેને કંઈ શુદ્ધિ આવી છે. ઈશ્વર તેને આરામ કરો! (अधर्मा-

સુરને જોઈ) અરે જેને સારૂ મારી ટુકડીથી વિખુટો પડી હું ભમુંછું તે અ-ધર્માસુર પરિવાર સાથે આ આવે. કંઈ ફિકર નહિ. આ એને હણુંછું !

(एम कही तेनी साथे तुमुल युद्ध करतां अदर्श थायछे.)

**અનીતિરાહુ** (प्रवेश करता सामे शीलादित्यआदिने जोइ),–રાહુ તો એ-કલા ચંદ્રનો અથવા એકલા સૂર્યનો ગ્રાસ કરે અને તેએ પર્વણીએ,–પણ હુંતો **શીલાદીત્ય** અને **સદ્ગુણચંદ્ર** પેલા આવે તેમનો ગ્રાસ કરૂં.

(एम कही तेमनी साथे तुमुल युद्ध करतो अदर्श थायछे.)

## પ્રવેશ ૧૦ મો.

**સરસ્વતી** (पूर जोसमां अविद्यानी पाछळ पडतां),—અલી **અવિદ્યા** ! પલાયન મા કર ! કંઈ નાઠે નહિ બચે. તું તારે ઉભી રહી,યોગ્ય દંડ પામી, ઈશ્વર પાસે તારાં ક્યાં કર્મનાં ફળ પામવા જા. (एम कही पूरावेगथी धसेछे.)

**અલક્ષ્મી** (लक्ष्मीने, सामेथी प्रवेश करता, मळता),—અલી બ્હેન **લક્ષ્મી** ! તુંતો મારી માનીજણી બ્હેન થાય. તોપણ હવે શત્રુપક્ષમાં છે તો આવ યુદ્ધ આપ ! કાં તું નહિ કે કાં હું નહિ ! જોને આપણે ન્હાનાં હતાં ત્યારે રમતમાં રોજ ન્હોતાં લડતાં–તો આજ શી નવાઈ છે ?

**લક્ષ્મી**,—કંઈ નહિ બ્હેન. મારી પણ એજ ઈચ્છા છે. (एम कही बंने द्वन्द्वयुद्धमां रोकाय छे.)

**પક્ષપાત** (सवितर्क, प्रवेश करता.),—મારે મારી પક્ષનાનું ખોટું છતાં પણ ખરૂં કરવું. તો પેલી વીર-બાળિકા **નીતિ** મારા ઉપર રોજ હુમલા કરી રહી હતી તે આજ ક્યાં ગઈ? આજ ખરો દાવ આવ્યોછે તેનું લોહી પીવાનો ? (एम कही आसपास जुएछे एटलामां—)

**નીતિ** (भाली उगामी),—લે તું તારૂં પોતાનું તથા તારી પક્ષનાંનું લોહી પીતો ધૂળ ભેગો થા. (एम कही भालाथी विंधी तेने हेठळ नांखे

છે—अने पोते रणना त्रीजा भाग तरफ साटोप परिक्रमण करेछे.)

# પ્રવેશ ૧૧ મો.

**સ્વદેશવત્સળ** (मंदमंद पण सोत्साह पुनः प्रवेश करतां-सवितर्क.),—મ સાંભળ્યું છે કે **અધર્માસુર સુધર્મેન્દ્ર**ની તરવારના જખ્મથી પીડાતો પૃથ્વી ઉપર માઠી સ્થિતિમાં પડ્યો છે. એવી સ્થિતિમાં પડી રહી બિચારો રીબાય તે કરતાં તરવારથી મુક્તિ પામે તો તે બિચારો દુઃખથી છુટે!

(एम कही परिक्रमण करेछे.)

**સ્વતંત્રતા** (प्रवेश करतां-ससंभ्रम.),—આર્ય! રાજકુમારો મૂર્છિત થયા છે! **સુધારાપ્રભાકર, કુમાર** વિગેરે નાસતા દુશ્મનની પાછળ તેને દેશપાર કરવા ધસ્યાછે!

**સ્વદેશવત્સળ** (हर्ष-शोकथी),—પ્રિયસખી! તું તથા બીજી બધી વીર-બાળિકાઓ મળી, રાજકુમારઆદિ જખ્મી થયેલા યોદ્ધાઓને રણમાંથી તંબુમાં લઈ જાઓ. તમારૂં દુશ્મનની પાછળ પડવાનું કામ નથી. તમે તેઓને આસનાવાસના કરી સચેત કરો! હું ફરીથી શસ્ત્ર સજી, શત્રુની પાછળ મારો ઘોડો મારી મુકુંછું. પણ તમે એ રાજપુત્રોનું સારી રીતે જતન કરજો હો! એ મને તથા મહેન્દ્રને પ્રાણથી પણ અધિક વ્હાલા છે! તો સત્વર જાઓ.

**સ્વતંત્રતા,**—જેવી આર્યની ઇચ્છા. આપ નિશ્ચિંત રહો એમને માટે! (उत्कंठातुरताथी.) પણ પ્રિય! આપને આજ બહુ શ્રમ પ્હોચ્યો છે. આપનાં કવચ ટોપ આયુધ પ્રહારથી ચારણી જેવાં થઈ ગયાંછે! ગાત્રમાંના જખ્મ હજૂ પૂરાયા નથી! માટે સાવધાન વર્ત્તજો! શરીરની સંભાળ રાખજો! અને જયમાળ ધારણ કરી અમારી પ્રેમળદૃષ્ટિ ઠારવા વ્હેલા પધારજો! (एम कही परस्परने सस्पृह विलोकतां परिक्रमण करेछे.)

# પ્રવેશ ૧૨ મો.

**સ્વદેશવત્સળ** (રણથી દૂર પરિક્રમણ કરતાં-સકરૂણ ખેદ.),—અરે! આ બંને પક્ષનાં ઘાયેલ થયેલા શૂરવીરોનાં શરીર રીબાતાં પડ્યાં છે! (લગાર આગળ જઈ-સૈન્યને પ્હોંચી મળતાં: સોત્સાહ.) અહો! હવે દુશ્મનના શા ભાર છે? તે પેલા બિચારા જીવ લેઈ આગળ નાસે! (સાનંદ.) હવે શું વધારે જોઈએ!?! તથાપિ મારી આ વાંચ્છના સફળ થાઓ!!!

(શાર્દૂલવિક્રીડિત.)

થાજો દેશ સ્વતંત્ર સદ્ય પ્રભુજી! જાજો બધી આપદા!<br>
નીતિ, પ્રીતિ સ્વદેશની સરવદા, રે'જો, સુસંપે સદા!<br>
સારો ધર્મ પ્રવર્તજો! વળિ જનો શાંતિ વિષે મ્હાલજો!<br>
કર્તા આ જગનો જનો સરવને સદ્દૃષ્ટિથી ભાળજો!!!

તથાસ્તુ!!!

(જાયછે.)

इति आर्योत्कर्षक समाप्त.